# અહિંસા ધર્મ ગીતા.



યાજ્ઞિક

નાનુ શર્મા જોશી.

ॐ

# અહિંસા ધર્મ ગીતા.

| હિંસા, માંસ, ભક્ષ. મદ્યપાન. | જીવરક્ષા | વ્યભિચાર, વૃથા સ્ત્રિ (પુરૂષ) સંગનો નિષેધ. |
|---|---|---|

## ॥मा हिंस्यात्सर्वभूतानि॥ उपनि.

"अहिंसा सत्यमस्तेयं शौचमिन्द्रियनिग्रहः ॥
एतं सामासिकं धर्मं चातुर्वर्ण्येऽब्रविन्मनुः" ॥१॥

અર્થ—અહિંસા, સત્ય, અસ્તેય, શૌચ, ઈંદ્રિયનો નિગ્રહ આ ચારે વર્ણનો સંક્ષિપ્ત ધર્મ છે.

રચી તથા છપાવી પ્રસીદ્ધ કરનાર.

યાજ્ઞિક-નાનુશર્મા જોશી
ઊર્ફે મનસુખરામ ફકીરભાઈ—માંડવી.

આવૃતિ પેહેલી—નકલો ૨૦૦૦.

સંવત ૧૯૬૮ ઈ૦ સને ૧૯૧૨.

કિંમત રૂ૦ ૧-૦-૦ (એક).



# " ग्रंथोत्पत्ति "

॥ अज्ञान घोर तमसः ॥ सद्योनाशार्थ सानुगाः ॥
॥ अहिंसाधर्मगीताऽर्कः ॥ प्रकाशोऽयं समुद्गतः ॥ १ ॥

દોહરો.

ઘન ઘોર તમ અજ્ઞાનનો, સત્વર કરવા નાશ,
અહિંસા ધર્મ ગિતારૂપી, પ્રગટે સૂર્ય પ્રકાશ ॥ ૧ ॥

" અહિંસા ધર્મ " મ્હેં વર્ણવ્યો, વર્ણાનુક્રમ આચાર,
વ્યાખ્યાન કર્યું ક્ષત્રિ હિતે, સર્વ ધર્મ અનુસાર ॥ ૧ ॥
વેદ, શ્રુતિ, સ્મૃતિઓ થકી, કર્યો મ્હેં સત્ય પ્રકાશ,
અન્ય, ધર્મ, મત વિચારનો, બતાવિયો આભાસ ॥ ૨ ॥
સર્વ શ્રાવક જન પ્રિય અતી, મહા વાક્ય કહેવાય ॥
પરોપકાર સૌ મ્હેં, કર્યું, જેથી જીવ હિત થાય ॥ ૩ ॥
વિદ્વાન સકળ સમૂહનો, સર્વ દાસઅનુ દાસ
નાનુશર્મા કહે વિભૂ, ત્રોડો આ ભવ પાશ ॥ ૪ ॥

સુરત સોનીફળીયા રોડપર આવેલા ધી " દેશી મિત્ર " એનજીન
પ્રીન્ટીંગ પ્રેસમાં **મગનલાલ કીકાભાઇએ** છાપી.

# પ્રસ્તાવના



સર્વ મનુષ્યોને આ લોક અને પરલોકનું સુખ સંપાદન કરવાનું મુળ ધર્મ છે; અને તેનો અતિ વિસ્તાર હોવાથી મનુએ સામાન્ય સર્વ મનુષ્યનો ધર્મ આ પ્રમાણે કહ્યો છે.

**" अहिंसासत्यमस्तेयं शौचमिंद्रियनिग्रहः ॥**
**एतं सामासिकं धर्मं चातुर्वर्ण्येऽब्रवीन् मनुः ॥ १ ॥ "**

અર્થ—અહિંસા, સત્ય, અસ્તેય, શૌચ, ઇંદ્રિયનો નિગ્રહ આ ચારે વર્ણનો સંક્ષિપ્ત ( ટુંકામાં ટુંકો ) ધર્મ છે. તેમાનો મુખ્ય જે "**अहिंसा**" અહિંસા નામનો ધર્મ હું સંક્ષિપ્તમાં શ્રુતિ, સ્મૃતિ વિગેરે આધારે તથા વર્ણાશ્રમ ધર્માનુકુળ અને અન્ય દુનિયામાંના ચાલતા માહાન્ ધર્મોના પ્રમાણોથી તથા મનોવિચાર કલ્પનાઓથી દિક્દર્શન માત્ર "**अहिंसा धर्म गीता**" "અર્થ—અહિંસા ધર્મ એટલે હિંસા રહિત ધર્મ=ગીતા એટલે પુનઃ પુનઃ તેનું તે સમજવું અથવા—ગાન કરવું અર્થાત—અહિંસા ધર્મનુ ગાન કરવું તે)" નામે વ્યાખ્યાન કરૂ છું.

અને તેમાં હિંસા તથા—તેના સાહ્યભૂત થતા, માંસભક્ષ, મદ્યપાન, વ્યભિચાર, તથા—વૃથાસંગ, (એટલે સ્ત્રીને પુરુષનો અને પુરૂષને સ્ત્રીનો) ઉપર કહેલાં સર્વ પ્રમાણોથી ધર્માનુંકુળ થઇ પડે એવી રીતે, તથા—એ ધર્મમાં આવતા અંતરાયોના નિરાકરણ—સહિત, અને ધર્મ અર્થ, કામના અને મોક્ષપ્રાપ્ત થાય એવી રીતે ઘણાક સિદ્ધાંતોથી શંકા સમાધાન

વા–પ્રશ્નોત્તર (એટલે–સવાલ–જવાબ) થી તેનો નિષેધતાદર્ષ કરૂ છું. જે વાંચવાથી સર્વ જનોને ખાત્રી થશે.

તેમાં શંકા વા પ્રશ્નમાં હિંસા, માંસાહાર, મદ્યપાન, વ્યભિચાર, વૃથાસંગ કરવાના પ્રમાણો, ત્થા–મનોવૃતિઓ છે.

અને સમાધાન વા–ઉ-તરમાં એ સર્વ બાબતો નિષેધના સર્વ પ્રમાણો ત્થા મનોવૃતિઓને રોકવાના હેતુ કહ્યા છે. ત્થા તેનાથી શું શું ફળો થાય છે, તે પણ વર્ણવ્યા છે. જે સંપૂર્ણ વાંચી પુનઃ પુનઃ મનન કરવાથી સર્વ સમજાશે.

આ વિષય મહાન ગહનને શાસ્ત્રિય (શાસ્ત્રોનો) વિષય છે. માટે સાધારણ વિચારે વાંચી સમજવો કઠીંણ પડે નહિ. તેવી સુચનાઓ નીચે દર્શાવું છું.

૧ ગુજરાતી જ્ઞાનવાળા માણસે ગુજરાતીમાં લખેલું સઘળુ વાંચવું પરંતુ કૌંસના શબ્દો વાંચવા નહી કારણકે વાકયરચના બરોબર સમજાશે નહી. વળી અર્થમાં સમજ ન પડે તો કૌંસો જોવાથી તેનો હેતુ સમજાશે.

૨ સંસ્કૃત ગુજરાતી વાંચનારે સંસ્કૃત શ્લોકો ત્થા ગુજરાતી અર્થ વાંચવા પરંતુ આધારો વિગેરે જોવા હોય તો અંકો વીગેરે જોવું. નહિ તો તે વાંચવા નહી નહીતો વિચીત્ર ભાસ થશે.

૩ આમાં લખેલી સર્વ ભાષા જાણી શકે એવા સદ્‌ગૃહસ્થ વિદ્વાન મંડળને કશું કહેવાનું નથી.

કેવળ આના સવાલ વાંચવાથી (એટલે શંકા પ્રશ્ન વાંચવાથી ઉલટો ભાસ થાય માટે તેની સાથે અવશ્ય જવાબ ( સમાધાન વા ઉત્તર) વાંચવાજ.

સાધારણ વિચારના માણસે છેલ્લે લખેલા વાક્યનો તાત્પર્ય એટલે સારાંશ સમજવો.

સર્વ ધર્માચાર્યોને તથા સર્વ ધર્મના વિદ્વાન મંડળોને મારી નમ્રતા તથા વિનય યુક્ત મનથી વિનંતી કે, આમાં કંઈ પણ ભુલ લેખક વિગેરેની થઈ હોય તો, અને કોઈ ધર્મોની મેં નિંદા કીધી નથીજ, તેમ કોઈને ધિક્કાર્યા નથી. પરંતુ સર્વ પ્રમાણ સહિત લખ્યું છે. છતાં જો કંઈ દોષ લાગે તો રંક સેવકને માફી આપશો. અને સાર માત્ર ગ્રહણ કરી અસારનો ત્યાગ કરશો.

નિશંશય મારૂં આ બોધ રૂપ લખાણ વિનય સાથે છે. છતાં કોઈ વાદ કરશે તો હું મિથ્યા આડમ્બર કરવા ધારતો નથી.

કોઈ વિદ્વાન પુરૂષ વધારે દાખલા પડતી વાતો કહેશે તેને બીજી આવૃત્તિમાં યોગ્ય લાગશે તો દાખલ કરીશું.

સદરહુ વ્યાખ્યાન વા ગ્રંથ વા અહિંસા ધર્મ ગીતા વા જીવરક્ષા નામનો આ ગ્રંથ કોઈએ અમારી પરવાનગી સિવાય છપાવવો નહીં.

**યાજ્ઞિક નાનુશર્મા જોશી ઉર્ફે મનસુખરામ ફકીરભાઈ.**
રહેવાસી **સુરત વ્યાખ્યાનસ્થાન. ( સુર્યપૂર )**

## શુધ્ધી વાક્ય.

પૃષ્ટ પાંચમે દશમી લીટીમાં "અને તેનો સર્વોપરી પ્રવૃત્તિ માયા અગર મોહ માંયા નામનો રાજા રાજ્ય કરતો હતો." ત્યાં "અને તે પ્રવૃત્તિ પ્રવર્તક સર્વ રાજાઓ છે." લેવું તથા "સ્વાત્મ નામનો રાજા" જ્યાં હોય ત્યાં નિવૃત સ્વાત્મ રાજા લેવો. ત્યા પૃષ્ટ ૬ લી૦ ૧ " પ્ર વૃતિ માયા અગર મોહ માયા" ત્યાં "નિવૃત સ્વાત્મા" લેવો.



# अहिंसा धर्म गीता.

ॐ तत्सत् परमात्मनेनमः॥ ॐ नमः शिवाय ॥ ॐ श्री अंबिकायैनमः ॐ विष्णवेनमः ॥ अथ नानुशर्मा विरचित "अहिंसा धर्म गीता" प्रारंभः ॥

मा हिंस्यात्सर्वाभूतानि इति॥ उपनिषद् वाक्यं.

॥ अहिंसा परमो धर्मः ॥

'જીવ રક્ષા'

॥ अनुष्टप् वृतम् ॥ श्लोकः ॥

॥ धाता कर्त्ता नमामीशं ॥ नानुशर्माऽणुकिंकरः ॥
॥ अहिंसा परमो धर्म॥ व्याख्यानं क्रियते शुभम् ॥

અર્થ—આ સર્વ ભૂમંડળાદિને ધારણ કરનાર, તે સર્વનો સર્જનાર (અર્થાત્ રચનાર) એવાં જે પરમેશ્વર તેને। જે હું અણુકિંકર (વા દાસાનુ દાસ) નાનુશર્માં નમસ્કાર કરૂં છું અને અહિંસા શુભ એક ધર્મનું વ્યાખ્યાન કરૂં છું.

હવે અહિંસા ધર્મ ન પાળવાથી અર્થાત્ હિંસા કરવાથી માંસ ભક્ષ, મધપાન, વૃથા સ્ત્રી સંગ, વ્યભિચાર પણ થાય છે; જેને। નિષેધ દુનિયામાં મનાતા ધર્મ વચનોથી તથા કલ્પના અને સદાચરણથી તથા વેદ, શ્રુતિ, સ્મૃતિ, યુક્તિ, તર્ક, ન્યાય વિગેરે પ્રમાણોથી વર્ણાશ્રમાંનું કૂળ યથા યોગ્ય વ્યાખ્યાનમાં તાદર્શ કરૂં છું.

આમાં કોઇને એવી શંકા થાય કે, અહિંસા ધર્મ તેમાં આ સર્વ શું ? અર્થાત્ માંસ ભક્ષ, મદ્યપાન, વૃથા સ્ત્રિ સંગ, વ્યભિચારનો નિષેધ કેહેવાનુ પ્રયોજન (કારણુ) શું ?

તેના નિરાકરણમાં કહેવાનું કે, આ ચાર બાબતો (એટલે હિંસા, માંસ ભક્ષ મદ્યપાન, વૃથા સ્ત્રીસંગ, વ્યભિચાર એ ચાર પરસ્પર એકથી બીજુ એમ ઉપન્ન થાય છે અર્થાત્ એક કરવાથી ચારે બાબતો બને છે, માટે હું કહું છું.

અને તે સમજવાને એક દાખલો:—આ સંસારરૂપી પૃથ્વિપર અનેક જીવ ધારી ઘણાં નગ્રો ( વા–ખંડિયા રાજ્યો ) છે. અને તેમાં જીવરાજ નામના ખંડીયા રાજાઓ તેનુ રાજ્ય ચલાવે છે. અને તેનો સર્વોપરિ પ્રવૃત્તિ માયા અગર મોહમાયા નામનો રાજા રાજ્ય કરતો હતો. હવે સર્વ તે રાજાઓના રાજ્યના મધ્યમાં એક કાયા નામનું નગ્ર હતુ. તેમાં સ્વાત્મ નામનો રાજા રાજ્ય કરતો હતો. ઉપર કહેલાં સર્વ ખંડીયા રાજ્યો અને કાયા નામનુ નગ્ર બેઉની વચ્ચે અને કાયા નગ્રની ફરતો પ્રવૃતિ માયા નામનો કોટ હતો. તેને કામ (૧) ક્રોધ (૨) મોહ (૩) મદ (૪) નામના ચાર દરવાજાઓ હતા. તો સ્વાત્મ નામના રાજાનું રાજ્યાસન રમણીક અને અખંડ સુખ રૂપ પુનરાવૃતિ રહિત્ અર્થાત્ જન્મ મર્ણ રહિત જાણી સર્વ જીવરાજ નામના રાજાઓ તે સ્થાનની પ્રાપ્તિ માટે ઇચ્છા રાખતાં હતા. પરંતુ તેમાં એવું હતું કે, નિવૃતિ માર્ગે પ્રવર્તે તેનાથીજ તે નગ્રમાં પ્રવેશ થાય; અને તેજ એ સિંહાસનપર વા-રાજ્યાસનપર બેસે, અને રાજ્ય ચલાવે. પણ જો પ્રવૃતિ જરા હોય તો ત્યાં જવાયજ નહીં તો રાજ્યાસંનપર બેસાય શાનું ? અર્થાત્ બેસાય નહીં.

એવું અગ્રિમથી જાણી સર્વોપરિ રાજા જે પ્રવૃતિ માયા અગર મોહમાયા તે એમ વિચારવા લાગ્યો કે, જો મારાં ખંડીઆ રાજાએ મારે તાબેથી જતા રહેશે, તો મારૂં રાજ્ય ક્ષીણ પામશે. એમ ધારી પોતાનું રાજ્ય બતાવવાનાં હેતુથી તેણે સ્વાત્મ રાજાના રાજ્યના નગ્રના ચારે દરવાજે પેસતા એવી તદબીર કરી કે કોઇને પ્રવૃતિ માયા વિના રહેજ નહીં.

**તેમાંની પહેલી**—કામ (૧) નામને દરવાજે એક રંભા (સ્ત્રિ) મુકી અને તે રસ્તે જે જાય તેને ચોકી પેહેરો મુકી હુકમ કર્યો કે, જે રંભા (સ્ત્રી) સાથે ભોગ કરે તેનેજ જવા દેવો નહીં તો અટકાવવો.

**તેમાંની બીજી**—ક્રોધ (૨) નામને દરવાજે એક પશુ અર્થાત્ બોકડો અને અસિ એટલે તરવાર મુકી એવો હુંકમ કર્યો કે, જે આ મારે, તેને જવા દેવો. (એટલે હિંસા કરનાર ને જવા દેવો.)

**તેમાંની ત્રીજી**—મોહ (૩] નામને દરવાજે માંસ મુક્યું ને હુકમ કર્યો માંસ ખાય, તો જવા દો.

**તેમાંની ચોથી**—મદ (૪) નામને દરવાજે મધ અર્થાત્ દારૂના શિશા મુકયા હતા ને હુકમ કર્યો હતો કે દારૂ પીયો તો જાવ.

હવે જે જીવરાજ નામના ખંડીયા રાજાઓને ઇચ્છા થવાથી ગયલ તે સર્વ નિષ્ફળ થઇ ફસાયા ને પાછા ફરીને વિલે મોઢે પોતાને સ્થાનકે બેઠા. એવી રીતે ઘણાકને થવાથી, એક વિચારવંત જીવરાજ વિચાર કરવા લાગ્યો અને સર્વને પૂછવા લાગ્યો. એવા ચાર જણાઓને પૂછ્યું. તેનો જવાબ.

પેહેલો એક કહે મેં વિચાર્યું કે હું કયે દરવાજે જાવું, તો નહિ ફસાઉ એમ ધારી રંભા (સ્ત્રી) ભોગવું તેમાં કંઈ પ્રવૃતિ થશે નહીં;

એમ ધારી તે દરવાજે ગયો. ને કહ્યું તું મારી સાથે ભોગ કર ! એ સાંભળી રંભા તૈયાર થઈ અને અલંકાર પેહેરતાં કહ્યું, આપ ભોગ કરવાની ઇચ્છા રાખો છો, તો જરા મદ્યપાન કરો તો બંધેજ થશે ને તેહેજત સારી આવશે. એમ સમજાવી મદ્યપાન કરાવ્યું ત્યારે તેને ભુખ લાગી અગર મદ્યપાન કર્યા પછી કંઇપણ પદાર્થ ખાવો જોઇએજ એ કારણથી, અગર મદ્ય ઘણું જલદ હોય છે. માટે પ્રથમ ગર્મીથી ભુખ લાગી. પરંતુ ઘણા ખરા મદ્યપાની લોકને કંઈ પણ ખાવાનો વહીવટ હોય છે, તે પ્રમાણે માગ્યુ ત્યારે રંભાએ કહ્યું મારી પાસે આ માંસ સિવાય કશુ નથી; એમ કહી માંસનો બનાવેલો પદાર્થ આપ્યો તે તેણે ખાધા પછી ભોગ કર્યો. અને તે ભોગ કરવાથી ગર્મીને લીધે ઇંદ્રિની શિથળતા થઇ ત્યારે પુનઃ મદ્ય લેવા રંભાએ કહ્યું તે લીધુ ત્યારે ફરિથી ભુખ લાગી, ત્યારે અર્થાત વહિવટ પ્રમાણે ખાવા માંગ્યું, ત્યારે રંભા બોલી મારી પાશે જે હતું તે થઇ રહ્યુ હાલ આ પશુને પેલી ખુટિપર તરવાર છે, તે લો અને એ પશુનો વધ કરો. એટલે મારો તો તૃપ્ત થવાય. ત્યારે તેણે રંભાને કહ્યુ તું કર, તો, તે કહે હું સ્ત્રી જાતિ મારી હીમત ચાલતી નથી માટે તમે કરો. એમ સાંભળી સ્ત્રીમાં મોહિત થયેલાએ તેમ હત્યા કરીને પુનઃ પાક કર્યોને માંસ ખાધું. એવી રીતે કામ દરવાજાએ જનારાએ કહ્યું.

૨ ક્રોધ દરવાજાવાળો કહે, મેં જતાની સાથે હત્યા કરી ( એટલે તરવારથી પશુનો વધ કર્યો ) પછી મેં વિચાર્યું, મેં માર્યો પણ મારા ઉપયોગમાં લઉ તો સારૂ; એમ જાણી મોહ પામી માંસ ભક્ષણ કર્યું. જડ પદાર્થ વા ભારી ખોરાક પચશે નહી તેમ વિચારી મદ્યપાન કર્યું,

જેથી ભાન ભુલ્યો તેથી રંભાવાળે દરવાજે જઇ તે રંભા સાથે સંભોગ કર્યો.

૩ મોહ દરવાજાવાળો કહે, માંસ ખાવો તેમાં શુ, એમ વિચારી મોહ પામી માંસ ભક્ષ કર્યો. પછી ભારે બોજો પેટમાં પડવાથી, તે પચે નહી એમ ધારી મદ્યપાન કર્યું. જે ગર્મિથી ઈંદ્રિવેગ થવાથી રંભા પાસે જઈ તેની સાથે સંભોગ કર્યો. પછી પુનઃ ભુખ લાગી ત્યારે રંભાએ કહ્યું. મારે ત્યાં કંઈ ખાવાનુ નથી. પણ આ પશુ એટલે બોકડો અને અસિ એટલે તરવાર છે. તેનેથી આપ વધ કરો તો આપણે બન્ને ભક્ષ કરીએ કારણકે મને પણ ક્ષુધા ઘણી લાગી છે; અને હવે શું ખાઇએ ? એ સાંભળી તેમ કર્યું.

૪ ચોથા મદ્ય દરવાજાવાળાએ કહ્યું હું જાણું મદ્યમાં સેજ લેહેજત આવશે એમાં શું ? એમ જાણી મેં મદ્યપાન કર્યું. આ દારૂ ઘણો કેફી હતો તેની સાથે ખાવાનુ જોઇએ એમ ધારી પશુવાળે દરવાજે ખાવાનું ખોળવા ગયો. ત્યાં પશુ વધ કરી માંસ ખાધુ, અને રંભાને દરવાજે કામ વૃત્તિ થવાથી ગયો, અને રંભા સાથે સંભોગ કર્યો.

આમ સર્વ જાણી વિચારવંત ખંડીયા રાજા જીવરાજે પુછી પૂછીને વિચાર કર્યો કે, આ દ્વારો સર્વે પ્રવૃતિરૂપ માયા નામનો ફરતો કોટ અને તેના દરવાજાને છોડી દઈ ઉપર આકાશ માર્ગે ગમન કરૂ તોજ એ આસન પ્રાપ્ત થાય એમ ધારી તેને હિંસા, માંસ ભક્ષ, મદ્યપાન, વ્યભિચાર, વૃથા સ્ત્રી સંગ, રૂપ દરવાજાનો ત્યાગ કરી ત્યા–પ્રવૃતિ રૂપ માયા નામના કોટને ઓલંગ્યો. ત્યારે નિવૃતિ પામ્યો અને સ્વાત્મ નામના રાજાના રાજ્યાસનપર બેઠો. અર્થાત્ હિંસાં,

માંસભક્ષ, મદ્યપાન, વ્યભિચાર, વૃથા સ્ત્રીસંગ છોડયાંથી આત્મ જ્ઞાન થશે (ત્યારે બ્રહ્મનિષ્ટ) અને પુનઃ પનઃ જન્મ મર્ણના દુઃખથી છુટવાને પાત્ર થઇ છુટશે. એમ સર્વ મનુષ્યોએ સમજી હિંસા, માંસભક્ષ, મદ્યપાન, વ્યભિચાર વૃથા-સંગ છોડવું. "( આ આત્મજ્ઞાને દ્રષ્ટાંત સમજવાનું છે. અને ઉપલા દરવાજા મુજબ એકબીજાુ પરસ્પરથી થાય છે; તેમ સમજવું.)"

પ્રથમ શંકાવા-પ્રશ્ન=મનુષ્યોમાં હિંસા, માંસભક્ષ, મદ્યપાન, વ્યભિચાર, વૃથા* સ્ત્રિસંગ કરવો કે નહી? એમાં ધર્માધર્મ શુ? તેની શી ગતી થાય? અર્થાત્ તે મોક્ષ પામે કે નહી? અને પુનઃ પુનઃ જન્મ મર્ણ પામે છે કે નહી? અને એ છોડવાથી વધુ કંઇ છે કે નહી?

સમાધાન વા ઉત્તર=મનુષ્યોએ હિંસા, માંસભક્ષ, મદ્યપાન, વ્યભિચાર, વૃથા-સ્ત્રિસંગ કરવો નહી. અને તેનું "શંકા સમાધાન" (વા પ્રશ્નોત્તરથી) અર્થાત્ (સવાલ જવાબથી સર્વત્ર શાસ્ત્રાદિકોથી નિરાકરણ "અહિંસા ધર્મ ગીતા" વા જીવરક્ષા નામથી સર્વે વ્યાખ્યાન કરૂં છું.

**॥ अथ अहिंसा धर्म गीता ॥ नानुशर्मा व्याख्यानम् ॥**

**॥ अहिंसा परमो धर्मः ॥**

આ શ્રેષ્ટ વાકયાર્થ હિંસા ન કરવી એ પરમ ધર્મ છે.

હિંસા શબ્દનો અર્થ—આપણા સુખ સારૂ પારકાનો જીવ લેવો એ છે. અને વ્યાપક અર્થ કોઇનું તાડન, નિંદા કરવી, દુઃખ દેવું,

---

* જ્યાં જ્યાં વૃથા સ્ત્રિસંગ આ ગ્રંથમાં આવે ત્યાં ત્યાં પુરૂષે વૃથાસ્ત્રિ અને સ્ત્રિએ વૃથા પુરૂષ સંગ સમજવું.

એ વિગેરે મારી સમજુતિ મુજબનો અર્થ છે. તેમજ બીજા કોષોમાં પણ એમજ છે. આ ઉપરથી બીજાનો જીવ લેવો તેનેજ હિંસા કહેવી એમ છે, પરંતુ પર પીડા જનક કોઇ પણ કાર્ય કરવું. તેનું નામ પણ હિંસાજ છે. અને તે તજવી એનુ નામ અહિંસા ધર્મ છે. અને તેની સાથે ગીતા જોડવાનુ તાત્પર્ય એટલુંજ કે, વારંવાર વાંચવાથી ગીતાના જેવું અર્થાત્ દાખલો-ભગવત ગીતા જેવું. જ્ઞાન થાય છે. અને તેની માફક સમજવું કઠીન ધારી એ નામ રાખ્યું છે. અને તેથી અહિંસાનુ જ્ઞાન થાય છે.

હિંસા માંસ આહારથીજ વૃદ્ધિ પામે છે. અને માંસ ભક્ષ મનુષ્ય કરે તોજ જીવે એવું નથી; પરંતુ વનસ્પતિ ખોરાકથી પણ માણસ સુખ રૂપે જીવી શકે છે. અને માંસ આહાર લેવો એ દુનિયાના ચાલતા વ્યવહાર તેમજ ધર્મ પ્રમાણે હાનિ કર્ત્તા છે.

દાખલો—એક ગાયના શરીરમાંથી દુધ, દઇ, ઘી, બેલ (બળદ) ગાય ઉમત્ન થાય છે. અને તેની એક પેઢીથી ચાર લાખ પચોતેર હજાર છસો માણુસોને (૪૭૫૬૦૦) સુખ મળે છે તો તેવાં પશુઓને ન મારે, ને ન મારવાદે એ શ્રેષ્ટ કર્મ છે. તેનો હિસાબ-જેમ કોઈ ગાયથી વિશ શેર ને કોઇ ગાયથી બસેર પ્રતિ દિન દુધ પ્રાપ્ત થાય, તો તેની પ્રત્યેક ગાય દીઠ અગ્યાર શેર દુધની રાશ થાય છે. વળી કોઇ અઢાર અને કોઇ છ મહિના સુધી દૂધ દે છે, તેની રાશ બાર મહિના થઇ. હવે પ્રત્યેક ગાયના દુધથી ચોવિશ હજાર નવસો સાઠ (૨૪૯૬૦) મનુષ્યો એક વાર તૃપ્ત થઈ શકે છે. વળી તેના છ વાંછડા અને અને છ વાછરડી થાય છે, તેમાંથી એવા એક મરે તો એમ સરા સરી ગણુતા સમજો કે દશ રહે તેમાંથી પાંચ વાછરડીઓનું

જ૨૦૯



દુધ તેમાં મેળવીએ તો (૧૨૪૮૦૦) એક લાખ ચોવીશ હજાર આઠસો માણુસો તૃપ્ત થઇ શકે છે. હવે રહ્યા પાચ બળદ તે જન્મ ભરમાં આસરે પાચ હજાર (૫૦૦૦) મણુ નુન્યમાં નુન્ય અન્ન ઉપન્ન કરી શકે છે, તે અન્નમાંથી પ્રત્યેક માણુસ પોણો શેર ખાય તો અઢી લાખ મનુષ્યોની તૃપ્તિ થાય છે. એવી રીતે દુધ અને અન્ન મળીને ત્રણુ લાખ ચુમેતર હજાર આઠસો (૩૭૪૮૦૦) માણુસ તૃપ્ત થાય છે. એ બેઉ સંખ્યા મેળવ્યાથી એક ગામની પેઢીમાં આસરે ચાર લાખ પચોતેર હજાર છસો (૪૭૫૬૦૦) મનુષ્યનુ એકવાર પાલણુ થાય છે. અને એજ પ્રમાણે પેઢી વધારીને ગણુતી કરીએ તો તેથી અસંખ્યાત મનુષ્યોનુ પાલણુ થાય છે. વળી તે ઉપરાંત બળદો ગાડીની સવારીથી ભાર ઉપાડવાના વગેરે ગેર કર્મોથી માણુસોને અત્યંત ઉપકારી થાય છે. તેમજ ગાય દુધમાં અધિક ઉપકાર થાય છે; પરંતુ જેવી રીતે ગાય ઉપર મુજબ ઉપયોગી છે. તદ્વત ભેસ પણુ છે. અને નાની સરખી બકરીના પણુ દુધથી પચીશ હજાર નવસો વીસ (૨૫૯૨૦) માણુસોનુ પાળણુ થાય છે+ તેમજ હાથી, ઘોડા, મેઢા, ઉટ, ગધેડા ઈત્યાદિથી પણુ મોટા મોટા ઉપકારો થાય છે. એ પશુઓને મારનારને સર્વ મનુષ્યોની હાની (હત્યા) કરનારો અર્થાત્ જેઓ આવા પ્રાણીઓની હીંસા કરે છે. તેઓ આ સર્વ મનુષ્યના ખોરાકમાં હાની કરી તેથી ( મનુષ્યોને ભુખે મરવું પડે માટે ) તેમનો નાશ કર્તા મનુષ્ય સમજાય છે.

ઉપર કહ્યા મુજબ સર્વ પ્રાણીઓ જે ઇશ્વિરે બનાવ્યા છે, તેને

---

+ આની વિશેશ માહીતી જોઇતી હોય તેને (વ્યાખ્યા તથા હીસાબની) ગો કરૂણુ નિધિમાં કરેલી છે. વધૂ સમજુતી સારૂં જોવા.

સ્વાર્થને અંગે મારવા અને માંસ ખાવું એ માહાન દુષ્ટકામ છે. કારણ કે, **नष्टेमूलेनैव पत्रं न पूष्पम् ।। वृद्धचाणाक्य अध्याय १० श्लोक १३ अर्थ** વૃક્ષનું મૂળ કાપીયે તો ફળ, પુષ્પ વીગેરે ઝાડમાંથી થાય ક્યાંથી ? તદ્વત્ પશુઓને મારવાથી હાની છે. કારણ કે બીજ પદાર્થ નાશ થાય છે માટે તેનો નાશ કરવો નહી. અને વળી **अभक्ष्याणी द्विजातिनामेमेध्या प्रभवाणीच । मनु अ० ५ अर्थ–** બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈસ્ય વર્ણે મલીન વિષ્ટા મુત્રાદિના સંસર્ગથી ઉપજેલાં શાક, ફળ, મુળાદિ ન ખાવાં તો પછી મળ મુત્ર ભરેલું શરિરનું માંસ શા કારણે ખાવું જોઇએ ? તેમજ **वर्जयेत् मधुमांसंच । मनु० अ० २ श्लो० १७७ अर्थ–** અનેક પ્રકારના મદ્યો, ગાંજો, ભાંગ, અફીણ વીગેરે કેફી પદાર્થ અને માંસ મનુષ્યોએ વર્જવું કારણ કે, બુદ્ધિ **लुम्पाति यद् द्रव्यं मदकारि तदुच्यते ।। शार्ङ्गधर अ० ४ श्लो० २अर्थ–** બુધ્ધનો નાશ કરે એવાં પદાર્થો [1]મદકારી કહેલાં છે તેથી તે પદાર્થ ખાવો નહી. વળી જે માંસ આહાર કરે છે, તે સાસ્ત્ર મુજબ ગુન્હેગાર છે. કેમકે:—

**।। अनुमन्ता विशसिता निहन्ता क्रय बिक्रयी ।।**
**।। संस्कर्त्ता द्रोहकर्त्ताच खादक श्चेति घातकः ।।**

**मनु० अ० ५ श्लोक ५१ अर्थ–**

હિંસા કરવામાં અનુમતી અર્થાત્ હિંસા કરવાની રજા આપનાર,

---

૧ મદ અર્થાત્ મદ કરતા એમાં દારૂ (વિગેરે) સર્વ કેફી ચીજ સમજવી.

કરવત વીગેરે હથીયારથી પશુઓના અંગો કાપનારો, (વા કકડા કરનારો) ગળુ કાપનારો (વા પ્રાણ દેહથી જુદા કરનારો,) વેચાતું લેનારો, વેચનારો, રાંધનારો, પીરસનારો અને ખાનારો આ સર્વ ઘાતક (વા મારનાર) છે. અને તે સર્વ સજાને પાત્ર છે. એવું મનુ માહારાજે કહ્યુ છે. તે ઉપર એવી શંકા ઉપજે મારનાર એકજ તેને સજા થાય, પરંતુ બીજાને શાની ? અને કેટલાંક કહે છે કે, " Manu was foolish enough to lay down such a rule " ?! ("અર્થ આવા નિયમનું બંધારણ કરનાર મનુ મુર્ખ હતો), પરંતુ ભાઇઓ હાલમાં જે કાયદો ચાલે છે, તે કાયદાના મુખ્ય તત્વો પણ એવાંજ છે. દાખલો કોઇ અમુક સ્થળે ખુન કરવાને કેટલાંક માણસોએ મળી ઇરાદો કર્યો. તેમાંનો એક (૧) માણસ મારવાના ઇરાદાથી ઘણીક જુક્તિથી એક માણસને સમજાવી તેડી લાવ્યો. (૨) બીજાએ તેને આદર ભાવથી બોળવાય એવી મીઠી મીઠી વાતો કરી, (તે પણ મારવાને ઇરાદેજ) ત્રીજે (૩) તેને મારવાને ઇરાદેજ પંખાંથી પવન નાંખ્યો (૪) ચોથે તેને ઘેન આપી ઉંઘે અને મરાય તેવાં મારવાના ઇરાદેજ ગુલાબ જળમાં ઘેન ભેળીને છાંટયું, અને પાંચમે (૫) તેને મોહ લાગે અને જલદીથી ઉંઘે અને કાવતરું જણાય નહી અને મરાય એ હેતુથી વાદ્ય વગાડવા લાગ્યો, (વા વાજીંત્ર વગાડવા લાગ્યો,) અને આ મુજબ મારવાને ઇરાદેજ સર્વેએ મળીને ઉંઘમાં આણ્યો અને (૬) છઠાએ આવી તેનું મસ્તક કાપ્યું; તો તે સર્વ સજાને પાત્ર છેજ, અર્થાત્ ગુન્હેગાર છે.

**"Good actions, done with bad motives, are bad; and bad actions, done with good motives are good." અર્થ**

(નઠારૂં વા-સારૂ) (પાપ વા-પુન્ય) ગુન્હો વા-નહી ગુન્હો એ કેવળ હેતુ (ઇરાદા) ઉપર આધાર રાખે છે. તદ્વત્. એઓ ગુન્હેગાર હાલના કાયદા પ્રમાણે પણ છે. કારણ કે, એ લોકોનો ઉપલો દેખાવ સારો પરંતુ અંદરનો ઇરાદો (મારવાનો) નઠારો માટે ગુન્હેગાર છેજ.

તેમ ઉપલો દેખાવ નઠારો જણાય પરંતુ અંદરનો હેતુ સારો દેખાય તેનો દાખલો. એક માણસને કેટલાંક માણસો મળી ઓપરેશન કરાવવા લાવ્યા, અને તેને એકે બ્હાડ કાપની કોટડી (વા-રૂમ) માં સમજાવી લઇ ગયો, બીજા (ડોકટરે) કલોરો ફોર્મ સુધાડયું, (૩) ત્રીજાએ બ્હાડ કાપના શસ્ત્ર જલદીથી માંગ્યા તેમ આપ્યા, (૪) ચોથે તેને કાપતાં જોર થાય ને હાલે માટે મજબુત ઝાલ્યો, (૫) પાંચમો ડોકટર તેની નાડ તપાસવા બેઠો (૬) છઠા સર્જન મેજર ડોકટરે જલદીથી ઓપરેશન કર્યું. અને તેમાં કોઇનુ કોઇ પણ રીતે ગફલતપણું હતુ નહી, છતા તે માણસ મર્ણ પામ્યો.

આમાં સર્વનો હેતુ સારૂં કરવાનો હતો માટે તેઓ ગુન્હેગાર નથી. તદ્વત સર્વ સમજી મનુ મહારાજનો કાયદો ખોટો શાનો? (અર્થાત્) સત્ય છે.

**( ૨ શંકાના પ્રશ્ન )**

**नैनं छिंदन्ति शस्त्राणी नैनं दहति पावकः ॥**
**न चैनंक्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥**
**गीता अ० २ श्लो० २३**

**અર્થ**—શ્રી કૃષ્ણ ભગવાને ગીતામાં કહ્યું છે કે, જીવ હથીયારથી કપાતો નથી, અગ્નિથી બળતો નથી, (વાયુથી) સુકાતો નથી, પાણીમાં ભીંજાતો નથી તો મરે શાનો?

૨ **(સમાધાન વા ઉ-ત્તર)** હા ઉપલો શ્લોક શ્રી કૃષ્ણ ભગવાને ગીતામાં કહ્યો છે. પરંતુ આ સ્થાને તે માંહેનો અર્થ આ છે; દેહને આધારે રેહનાર જે આત્માને જીવ કહે છે, ને તેનેજ સંસારમાંના સુખ દુઃખાદિ ભાવ થાય છે, તેટલા માટે પરકીય જીવને કોઇ પણ પ્રકારે દુઃખ દેવું એ હિંસાજ ગણાય.

**દાખલો:**—તમારી પ્રીય વસ્તુ કોઇ છોડાવે તો તમને દુઃખ થાયજ તદ્વત આ શરિરને આશરે રહેલા જીવ તેનો આસરો છોડવો અર્થાત્ દેહનો નાશ કરે એનુ નામજ હિંસા છે.

૩ **(શંકા વા પ્રશ્ન)** ચંડી પાઠમાં દેવિનુ માહાત્મ છે, તો તેમાં માંસ ખાવુ અને દેવિનુ યજન કરવાનુ કહ્યુ છે, તેમ પશુ હોમ છે, તેમ મદ્ય પિવાનું છે ?

૩ **(સમાધન વા ઉ-ત્તર)** ચંડી પાઠના ખરા શ્લોકો (૭૦૦ સાતસે છે. જેથી એનુ (પાઠનુ નામ "સપ્ત સતી" સાતસો શ્લોકવાળો પાઠ એવું નામ પડયુ છે. તેનામાં કહ્યું છે કે, નરાધિપતિ સુરથ રાજા એ દેવીમાહાત્મ મેધાવિ ઋષિને આશ્રમે સાંભળીને તે માતાજીનો ભક્ત થઇને દેવીની (માતાજીની પૂજા નદિના ત્રટને ( કરી ) વિષે તપ કર્યું. તથા વૈસ્યે પણ કર્યું.

स च वैश्यंस्तपस्तेपे देविंसूक्तं परं जपन् ॥ ९॥
तौ तस्मिन्पुपुलिने देव्याः कृत्वा मूर्त्तिं महीमयीम् ।
अर्हणां चक्रतुस्तस्याः पुष्पधूपाभिर्तर्पणैः ॥ १० ॥
निराहारौ यतात्मानौ तन्मनस्कौ समाहितौ ।

ददतुस्तौ बलिं चैव निजगात्रासृगुक्षितम् ॥ ११॥
एवं समाराधयतोस्त्रिभिर्वर्षैर्यतात्मनोः ॥ १२ ॥
चंडीपाठः अध्या० १३ श्लो० ९-१०-११-१२ पर्यंत ॥

**અર્થ**—અને તે ( સુરથરાજા તથા ) વૈશ્યે દેવી સુક્તનો પાઠ કરતો થકો, તપશ્ચર્યા કરવા લાગ્યો તે રીતે " રાજા તથા વૈસ્ય બન્ને" નદીને તીરે (મહીમયીમ અર્થાત્ મૃતિકાની) મંટોડાની મુર્ત્તિ કરીને ॥૭॥ તેમની પુષ્પ તથા ધૂપાદિવડે પૂજા તથા અગ્નિમાં હોમ કરવા લાગ્યા; અને કેટલાંક દીવસ અલ્પ આહાર, (થોડુ ખાવું ખાવું, વા એક ભુક્તા.) નિરાહાર, (બિલકુલ ન ખાવું. અપવાસ કરવા.) પણે રહી તપ કરવા માંડયુ. ॥૮॥ બલી (અથાત્ પૂજાની સામગ્રી વિગેરે હોમ દ્રવ્ય તિલાદિ પદાર્થ) પોતાના શરિરના ભાગો વડે સમર્પણ કરવા લાગ્યો. " અર્થાત પોતાના હાથો વતી દેવીને અંગે પૂજા કરવા લાગ્યો. વા દેવીનુ પ્રતિષ્ટા કરીને યજન કરવા લાગ્યો કે,, એ રિતે તેઓએ મનનો નિગ્રહ કરીને ત્રણ વર્ષ પર્યંત દેવીનુ યજન (આરાધન) કર્યું, ત્યારે જગત જનુની દેવી પ્રશન્ન થઇ વાંચ્છિત્ વરદાન આપી માજી સ્વસ્થાને ગયા. આ પ્રમાણે વૃતાંત છે. અને સર્વ ચંડીપાઠમાં દેવીના પરાક્રમ તથા સ્તુતિ ભાગ તથા દૈત્યો સાથે લડાઇનું વર્ણન છે. અને ખરો પાઠ છે, તે (૭૦૦) સાતસેં શ્લોક ઉપર કહ્યા મુજબ છે. એથી વધુ છે તે તે ક્ષેપક છે "( અર્થાત્ કરતાંના કરેલા નહી. પણ બીજા બ્રાહ્મણોના કરેલાં છે. જેથી માનવા યોગ્ય પ્રમાણીક નથી. )" અને તેથી તેઓ અર્થાત્ તે લોકો મનસ્વી વિચારનાં માનવા યોગ્ય નથી. કારણ તેને રહસ્યો કહે છે. અને તેથી પ્રતિ શ્લોકે આહુતિ

આપવામાં પણ એ દરેક શ્લોકોની આહુતિઓ અપાતી નથી. માટે સર્વજન માન્ય નથી. હવે ખરા જે અધ્યાય ૧૩ તેર શ્લોક (૭૦૦) સાતસેં તેજ છે. તે ઉપર કહ્યા મુજબના સમજવા, અને મહાન્ ભક્ત જેને દેવી હાજરા હાજુર મળ્યા છે (પ્રત્યક્ષ મળ્યાં) એવા જે સુરથરાજા અને વૈસ્ય એ બન્ને ઉપર મુજબ ભુખ્યા રહીને અને થોડો આહાર લઇ, ( એકવાર જમી ) યજન કર્યું છે. પરંતુ માંસ, ત્થા મદ્યપાન, ખાધુ, ત્થા પીધું નથી. તેમ પશુઓના કકડા કરીને (અર્થાત્ પશુ મારી) હોમ્યા નથી. તો પછી તમારે શા કારણે કરવું ? વિચારો ભાઇઓ ! અને સુરથરાજા ત્થા-વૈશ્યે માંસ આહાર ન કર્યો, મદ્યપાન ન કર્યું, તોપણ તેને દેવી પશન્ન થયા; જો તમે માંસ ન ખાઓ, મદ્ય ન પીયો, તો તમને દેવી શા માટે ન પ્રશન્ન થશે ? અલબત્, માહામાયા જગત જનુની પ્રશન્ન થઈ ઇચ્છિત્ વરપ્રદાન આપશેજ. (અર્થાત્ માજી પ્રસન્ન થઇ વરપ્રદાન આપશે. )

શંકા વા પ્રશ્ન

पशूपुष्पार्घधूपैश्च गंधदीपैस्तथोत्तमैः ॥

चंडी० अ० १२ श्लो० २१ पूर्वार्ध.

અર્થ—પશુ બલીપૂષ્પ ( નાનુ પશુ (બોકડાનુ બચ્ચુ ) અર્ધ, ધૂપ, ગંધ, દીપ ઉત્તમ છે. ( જુઓ આમા પશુ હોમ છે કે નહી, ને પશુ મારી નાખીને હોમવો કે નહી ?

સમાધાન વા ઉત્તર ના તમે સમજો છો તે અર્થ નથી પરંતુ,

सर्वं ममैतन्माहात्म्यं मम सान्निधिकारकम् ॥ २० ॥ उत्तरार्ध.
पशूपुष्पार्घधूपैश्चगंधदीपैस्तथोत्तमैः ॥

**અર્થ**—આ માહાત્મ મારૂ નિરંતર સન્નિધાન કરનારૂ છે. માટે ( **पशु शब्द वडे वेदश्रुतिप्रमाणे–" पशु पाय सम्वा " पशु शब्दे** ****पायस गृहण ॥ अर्थ**–એક અર્થ એવો છે કે, વેદની શ્રુતિ પ્રમાણે પશુ શબ્દ વડે દુધ લેવું એટલે એવો અર્થ કે, દુધ, (૧) જળ, (૨) દર્ભાગ્ર, (૩) દહી, (૪) અક્ષત, (૫) તીલ, (૬) યવ, (૭) હીરણ્ય (૮) એટલે સુવર્ણ કહેતાં સોનું એવા આઠ પદાર્થ યુક્તનો અર્ઘ ઉત્તમ સુગંધિત ગંધ, પુષ્પ, ધુપ, દીપ વીગેરે બીજો અર્થ—**पशु शब्दार्थ पश्य पश्यतीतिपशुः ।** પશુ એટલે સર્વ દ્રષ્ટા, સર્વ જોનાર વા સર્વ જાણનાર, સર્વ સાક્ષી, આત્મા, અગ્નિ, જનાવર વિગેરે ઘણા કોષોને આધારે છે. ( પશુ શબ્દ વડે–સર્વજ્ઞ ) "દેવી કહે છે કે" આ સર્વ માહાત્મ મારૂ નિરંતર સન્નિધાન કરનારૂ છે. માટે મને સર્વજ્ઞ (સર્વદ્રષ્ટા) જાણી પુષ્પ, અર્ઘ તથા ઉત્તમ સુગંધી યુક્ત ગંધ, ધૂપ, દીપ, વીગેરે હવે ત્રીજો અર્થ-પશુ શબ્દ વડે પશુજ લઇએ તોપણ પશુને મારવો એવો અર્થ નીકળતો નથી.

આ અર્થ પ્રમાણે પણ પશુ મારવો લખ્યો નથી (કહ્યો નથી) તેમ જે મારવાનુ કહે, તેની વાત સર્વજન માન્ય નથી. કારણ કે, દેવીની પૂજા વખતે જીવતુ પશુ મુકવાનો (રમતુ મુકવાનો) હેતુ છે. તેમ ઘણાઓનો મુકવાનો આજ દીન સુધી વહિવટ પણ છે. અને ઉપલા સર્વ માગ કરેલા અર્થોમાં તો નથીજ તેમ બીજા ભાષ્યકારોનો પણ એવો હેતુ નીકળે છે. તદ્દન સમજી પશુ મુકવા તો રમતા મુકવા; (જીવતા મુકવા) અર્થાત્ કોઇ મારતો હોય તેની પાસે તે જીવને માતાની પૂજા વખતે મારતા છોડાવી તેને છુટા મુકવાં તો તેનુ

---

* **पायस** એટલે દુધ, પાણી, વા જળ, અર્થ છે.

પુન્ય મોટું છે. અને તે સર્વ પ્રશ્નોત્તર બન્નેનાં અર્થોથી એટલે ઉપલા શ્લોકો અને અર્થોથી સાબિત થાય છે. (તાત્પર્ય) તેથી કોઇએ પશુ મારવા નહી. પછી

**विप्राणां भोजनैर्होमै प्रोक्षिणीयैरहर्निशम् ।**
**अन्यैश्च विविधैर्भोगैः प्रदानैर्वत्सरेण या ॥**

બ્રાહ્મણ જમાડવા, હોમ પ્રતીદીન અને પંચામૃતનો અભિષેક તથા અનેક પ્રકારના પુષ્પોની માળાઓ વીગેરે ભોગો અને ત્યાં મારા ઉપદેશથી વસ્ત્રાલંકારાદિ દાનો આપવા (બ્રાહ્મણોને) અને મારી પુજા એક વર્ષ કરવી એ પ્રમાણે છે. પરંતુ નતો પશુ મારવું ? નતો પશુનો ભોગ આપવો ? તથા પશુ હોમવું ? તેમજ નતો માંસ ખાવું ? નતો મદ્ય પીવું ? પરંતુ સર્વથા હિંસા, માંસભક્ષ, મદ્યપાન, ત્યજવો એ વાત સિદ્ધ છે. (શંકાવા—પ્રશ્નઃ) ત્યારે દેવી ઉપાસક જે વામ માર્ગિ શાક્ત માર્ગે જોતા કહે છે કે,

**गोमांस भक्षयेन्नित्यं पिबेदमरवारूणीम् ।**
**कुलीनंतमहं मन्ये इतरो कुल घातकः ॥ १ ॥**

**અર્થ**—નિત્યે ગોમાંસ ખાવું, અમર વારૂણી (દારૂ) પીવો, એમ જે કરે તે કુલીન ગણાય બાકીના કુળ ઘાતક છે. (માટે માંસ ખાવો, દારૂના ડોઝ ઉડાવવા ?) (સમાધાન વા. ઉત્તર.) અરે ભાઇઓ આ તમારી ભૂલ છે. આ શ્લોકનો અર્થ તમારો કરેલો ખોટો છે અને આ શ્લોક હઠદિપીકામાં યોગાભ્યાસમાં ખેચરી મુદ્રા કરવાને કહેલો છે, અને તેમાં તેની સાથે બીજા બે શ્લોકો આ શ્લોક સાથે સંબંધ કરતા અને ખરો અર્થ દર્શાવનાર છે. તેમાં ગોમાંસ

ખાવો, દારૂ પીવો, એવો નથી પરંતુ,

**गो शब्दे नोदिता जिव्हा तत्प्रवेशोहि तालुनि ।**
**गोमांस भक्षणं तत्तु महापातक नाशनम् ॥ २ ।**
**जिव्हा प्रवेष संभूत वन्हिनो त्पादितः खलु ।**
**चंद्रात्स्त्रवतिः सारः स स्यादमरवारूणी ॥ ३ ॥**

**हठदिपिका उपदेश.**

**અર્થ**—ગો શબ્દના અર્થ ઘણા છે પરંતુ આ સ્થાનમાં ગો શબ્દ એટલે જીભ્હા (જીભ) સમજવી.

તે જીભનો પ્રવેશ તાળવા આગળ ગળામાં કાકડાનું છીદ્ર છે, તેમાં કરવો. એનું નામ ગો માંસ ભક્ષ કહેવાય છે. પછી ભ્રગુટીની મધ્યે ડાબી બાજુએ ચંદ્રથી અમ્રતશ્રાવ થાય છે, તેનું નામ અમર વારૂણી, (દારૂ નથી પણ આ પ્રમાણે અમૃતરૂપ ઘેન) છે; (અર્થાત્ સમાધી છે) તેનું જે પાન કરે તે કુલીન કેહેવાય, બાકીના કુળઘાતક છે, એટલે જે કોઈ ખેચરી મુદ્રા કરી યોગાભ્યાસ કરે, અને લલાટમાં ચંદ્ર માહેથી શ્રવતુ જે અમૃતનું પાન કરે, તે શ્રેષ્ટ છે. અને બાકીનાને કુળનાશક સમજવા. એવો અર્થ સ્પષ્ટ છે. બાકીનો ઉપલો અર્થ ખોટો માંસ આહારીઓએ તર્કેટી (પૂર્વાપર સંબંધ વિનાનો) છે. તે તદન ખોટો છે. માટે કોઇએ માંસ આહાર, મધપાન કરવાનો નથી. તેમ આ યુગમાં તો ( એટલે કળીયુગમાં ) “ **वाचापिन वदेत् धिमान् गवामालमनंकलौ ॥ याज्ञवल्क्य स्मृति ॥ अर्थ**— યાજ્ઞવલ્કય રૂષીકહે છે કે, ગૌ હત્યા એ શબ્દ મોંઢેથી પણ બોલવો નહીં. *

---

* કોઇ શંકા કરે તમે વ્યાખ્યાન કરતા કેમ બોલ્યાઃ—તો

(શંકાવા-પ્રશ્ન) **मधूपर्केच यज्ञ पितृदेवत् कर्मणी० ई० मनु० अ० ५ अर्थ**–મધૂપર્ક (૧) (અર્થાત્ વિવાહ વખતે વર-જાનમાં) યજ્ઞમાં (૨) અને પિતૃના શ્રાદ્ધમાં (૩) આ ત્રણમાં હિંસા કરવી ને માંસ ખાવું એવું રૂષીઓનું કહેવું છે?

સમાધાન વા–ઉત્તર.

એ ત્રણ બાબતોનો હવે પછી (શંકાસમાધાન) પ્રશ્નોત્તરથી મધૂપર્ક (૧) શ્રાધ (૨) યજ્ઞ (૩) ક્રમવાર સર્વે સમજાવીશું.

**गो ब्राह्मण यो तुल्यत्वात् ब्राह्मणस्य नदोषः विधिपरिपूर्णचोते विवाह पद्धति कर्कादि टिकाकार वचनं ॥** અર્થ--વિધિ બરોબર સમજાવવા દોષ નથી. અને બ્રાહ્મણને ગાય સરખા છે માટે દોષ નથી. અને બ્રહ્મવૈવર્તને વિષે કર્કચાર્યાદિ ટીકાકારોના ઉપલા વચનથી વિધિ સમજાવવા દોષ નથી.

(શંકાવા-પ્રશ્ન) “ **गवालमान्** ” (ગૌ હત્યા) વિવાહમાં વર તથા જાનૈયાને હિંસા કરી માંસ ખવાડવું જોઇએ?

(સમાધાન વા, ઉત્તર) **ततो यजमानद्वारा. गौ, गौं, गौं, रितिपाठः ॥ यत्र वरयजमानाभ्यां तृणच्छेदन माचारो नतु विधिः अतएव पद्धतिषु ततो वर स्तृणं यजमानेन सह गृहित्वाऽग्निममन्त्रम्पढेत् ॥ माता रूद्राणां दुहिता वसुनाऽ स्वसादित्या नाम मृतस्य नाभिः प्रनुवोचं चिकितुषे जनाय नागामना गामादाति वधिष्ट मम चामुष्य च पाप्मा हत ॥ विवाह पद्धतिषु वद सूत्रंम् ॥ अर्थ**–આ વિવાહ પદ્ધતિમાં વેદ પ્રમાણ સૂત્રો છે. તેનો અર્થ-ભાષ્ય કર્તાઓએ કર્યો છે કે, આ તૃણ

છેદ્દન આચાર છે, પરંતુ વિધિ નથી, તેમાં કહ્યું છે કે, વર અને યજમાન "(યજમાન એટલે કન્યાદાન દેનારો પુરૂષ અગર સસરો)" અને તૃણ (એટલે દર્ભ) ઝાલીને કન્યાદાન દેનારો (વા–કન્યાનો બાપ વિગેરે જે કન્યાદાન દેતો હોય તે) ગૈં, ગૈં, ગૈં; એમ ભણવું (બોલવું) અને વરે "**माता रूद्राणां० इत्यादि मंत्र**" માતા રૂદ્રાણાં એ આખો મંત્ર ભણવો અને દર્ભ ("**कौशीमैशान्या तान् कुशान क्षिपेत्**–આમાં કહ્યા મુજબ)" ઇશાન કોણે નાંખવો, એમ કહ્યું છે. અને એ પ્રમાણે હાલ વેદ પાત્ર આચાર્યો ("કર્મ કરાવનાર, કર્મ કાંડીઓ)" અર્થાત્–શુકલ એટલે બ્રાહ્મણો કરે છે.

૨ **प्रमाणं ॥ ततश्च गौं, गौं, गौंरित्यादि तस्योपरि विधि चरेत्मातेत्यादि पठित्वाच भक्ष्यंदत्वा समुत्सृजेत् विवाह पद्धति पुटिकायांस्तु ॥ अर्थ**–બીજુ પ્રમાણ કેટલાંક ગૈં, ગૈં, ગૈં; એમ કન્યાનો પિતા અર્થાત્ કન્યાદાન દેનાર પુરૂષ પ્રત્યક્ષ (ખરીજ ગાય લાવવી) ગાયને બોલાવે છે, (કોઇ કન્યાદાન દેનારની શક્તિ ન હોય તો બ્રાહ્મણ, ગોર, પુરોહિત વિગરે કર્મ કરાવનારને ઘેરથી મંગાવવી) પછી તે ગાયને પગે લાગી "**माता रूद्राणां० इ०मंत्र**" ભણી (પ્રાર્થના કરવી) ખાવાનું મુકી તેને સ્વસ્થાને અર્થાત્ જ્યાથી આણી ત્યાં વીદાએ કરવી. ઘરની હોય તો, કર્મ કરાવનાર બ્રાહ્મણને આપી દેવી.

આ બાબતોમાં કોઇ શંકા કરે કે આમાં હિંસા કરવાનુ છે? તેનો પ્રત્યુત્તર તેમ નથી. કારણ કે. **ततश्च गौं, गौं, गौंरित्यादि तस्योपरि विधिं चरेत् मातारूद्रा० इति० मंत्रस्य ॥ यतः रूद्राणां माता श्री महारूद्रो नन्दिकेश्वररूपेण ऋषि भीतः**

तद्गर्भद्वारा आविर्बभूवेत्यर्थः । बहुवचनन्तु रूद्रोत्कृष्टतया । किञ्च वसुनां दुहिता पुत्री देवदानवेषु समुद्रमथितुमुद्य तेषु तत्र प्रयास बाहुल्येनश्रामितेषु अतएवासमर्थतया पहारित मनस्केषु सत्सु श्रीमता विष्णुना स्वयमेव सा समुद्र मथनद्वारा जनिता । अतो विष्णु पुत्रीति प्रकृते वसूनां विष्णो रंशभूतानां पुत्रीत्वञ्च विष्णुपुत्री त्वे नैवसम्पन्नम् इतिभावः । अत एव " वैष्णवी सुरभी मातेत्यादि श्रुते। " किञ्चादित्यानां स्वसा भगिनीदेवानामपि विष्णोरूद्भवत्वात् । " नारायणात् द्वादशादित्याइतिश्रुते " अमृतस्य, देवभक्ष्यस्य नाभिराश्रयः उत्पत्तिस्थानमिति यावत् । तथा च गावः सर्वेषां ममापिच सर्वथा अहिंसाः ॥ विवाहपद्धति भाष्ये ॥ वचनं ॥ अर्थ–गौं गौं गौंः ઈત્યાદી મંત્ર ભણવો અર્થાત ગુજરાતીમાં ગાય, ગાય, ગાય કહીને બોલાવવી. અને પછી વિધી આચરવો એટલે ગાયને ખાવાનુ મુકવું, પછી તેની પ્રાર્થના કરવી. " (પ્રાર્થના અર્થ ઉપલા મંત્ર माता रूद्राणां इति०) " તે એવી કે, રૂદ્રરૂપ જે નંદિકેશ્વર તે તારા ઉદર (પેટ) થી ઉત્પન્ન થયા છે; માટે તેની તું માતારૂપ છે. અને વસુની છોકરી છે, કારણ કે દેવદાનવોએ સમુદ્ર મંથન કર્યું ત્યારે વિષ્ણુ બહુ મેહેનતથી શ્રમીત થયાં, અને વિષ્ણુના અંશભૂતથી તું પેદા થઇ, માટે તેની તું પુત્રી છે. અને વેદની શ્રુતિમાં વૈષ્ણવી જે વિષ્ણુની શક્તિ તે જેની માતા છે. એ વી તું ગાય છે. અર્થાત્ વિષ્ણુની શક્તિ (પ્રકૃતી)ની ગાય પુત્રી છે. અને આદિત્યની તું બેન થાય છે. કારણકે વેદની શ્રુતિમાં નારાયણ

જે વિષ્ણુ તેનાથી આદિત્ય ઉત્પન્ન થયાં અને ગાય પણ વિષ્ણુથી પેદા થઇ માટે એ ગાય આદિત્યની બેન છે. અને અમૃત જે દેવનું ભોજન છે, તે રૂપ જે દુધ તે તારી નાભીને વિષે રહ્યું છે; અને સર્વનું જીવન છે, તેટલા માટે ગાય સર્વ લોકોએ અને મારે પણ મારવી નહી. એવો સ્પષ્ટાર્થ છે. તથા સ્મૃતિમાં કહ્યુ છે કે:-

**ब्राह्मणं गां तथा कन्या हन्यदज्ञानतोऽपिय :**
**निरये भृज्यते तावद्यावदिन्द्रा चतुरद्दशा ॥**

જે કોઇ બ્રાહ્મણ, ગાય, કન્યાને અજ્ઞાને હણે અર્થાત્ અજાણે મારે તો તે ચૌદે ઇંદ્ર ભોગવે એટલો વખત સુધી દુ:ખ રૂપ નર્કમાં પડે છે. જાણી બુજીને (સમજીને) મારે તેની તો સીમા (હદ) શી ? ? ? ?

વળી કોઇ શંકા કરે કે ગૌવધ ન કરે તો કોઈ બીજો પશુ મારવો, માંસ વિના વરને જાનૈયાને શુ ખવડાવવું ? તો તેના સમાધાનમાં એમ કે, ઉપલી વિધિમાં મારવાનો નિષેધ છે. પછી મારવું શું કરવા ? અને માંસ પણ શું કરવા વાપરવું ?

કોઇ કહે " **अज** " બોકડો લેવો. તો તેનો અર્થ-વ્યાસે માહાભારતમાં શાંત્તિ પર્વમાં વિવાદ નિરૂપણ કર્યો છે કે:- " **अज शब्दवाच्येऽपिदेवानामृषिणाञ्च व्यासियमहाभारते शान्ति पर्वणी विवादोनिरूपितः ॥ देवाश्चाऽजपद वाच्योमेष पशु रिति प्राहु ॥ अतोध्यायाजादिमांस एवाभिहितो यज्ञ विवाहादिषुकलौं अजादि हवनमपि विधिना आविधिहतस्य मांसभक्षणे दोषा वा मास्र रिति ज्ञेयम् ॥ ऋयस्तु नीवाराद्युसम गोधूम तण्डुल माषाद संसाधित प्रशस्त**

**तर विचित्रं मनुष्यान्नं धृतखंडा धुपत मज शब्द वाच्यं माहुः । तथाच विवाहदिषु अध्याय गोघृमादि संसाधित धृतखण्डादि संस्कृत विचित्र स्वादुमन्मिष्टमन्नमेव सपरिवाराय भंक्ष्यं देयमिति ॥ अयंभावः ॥ अर्थः (अज)** અજ શબ્દના આટલા **અર્થ** વ્યાસજીએ પણ કહ્યા છે. કે, દેવ, ઋષિ, મનુષ્ય, ત્રણ થાય છે જેનુ નિરૂપણુ દેવ શબ્દથી **(अजपद)** કહ્યું છે કે, **(अज)** બોકડો પરંતુ આનો નિષેધ (મના) કરે છે. માટે બોકડાને મારવો નહી.

ઋષિ શબ્દ (પણ **अजपद** તેનો અર્થ એવો છે કે, ઝાકળમાં ઉપજેલા ધાન્ય ઘઉં, ચોખા, અડદ. આદિ અન્ન (અર્થાત્ શિયાળુ ધાન્યો) નાના પ્રકારના પાકો (રસોઇ) બનાવવાં. મનુષ્યાન્નં અર્થાત્ ઘી, ખાંડ, આદિ પદાર્થો તેમાં વાપરવા. (કારણકે એ પણ **अज** કહેવાય છે) આ સર્વનો તાત્પર્યાર્થ એ છે કે, ઉપર પ્રમાણે **(अज)** અજ શબ્દના અર્થો વ્યાસ મુનિએ કર્યા છે. સમજી અર્થાત્. આ અર્થ ખરો છે, માટે બોકડા વિગેરેની કોઇની હીંસા કરવાની નહી· તેમજ માંસ પણ વાપરવું નહી, અને આ સર્વ ન સમજી કરશે તો, મહાન પાપ લાગશે. અને વર જાનૈયાને ઘઉં, ચોખા, અડદાદિ ધાન્યો ઘી, ખાંડ નાખી પકવાન, પુરી, સિરો, કંસાર, ભજીયા, વીગેરે મિષ્ટ પદાર્થ બનાવીને તથા **गवां पयसा पायसं श्रपयित्वा ब्राह्मणान् भोजयेदिति श्रुते+ )"** આ વેદ શ્રુતિ પ્રમાણે દુધ. શ્રીખંડ

---

**+श्रुति अर्थः ॥ यथा सर्व गोपसः पायस श्रवणानन्तरं "पितृ पलम" "कलौवर्जयेत**

ઘી, માખણ વીગેરે સર્વ પદાર્થોના સારા સારા ભોજન કરીને (બનાવી-ને) સર્વ મનુષ્યોને જમાડવા. પરંતુ માંસ, મદ્ય, બીલકુલ વાપરવું નહીં અને હિંસા પણ પ્રાણી માત્રની કરવી નહીં. "(આ પ્રમાણે ઉચ્ચ વર્ણોમાં વહિવટ પણ છે),,

૨ **શંકા વા પ્રશ્ન** શ્રાદ્ધમાં માંસ કેમ ન લેવાય? કારણ કે,

**द्वौ मासौ मत्समांसेन त्रीन्मासान्हारिणेन तु ॥**
**औरभ्रेणाथ चतुरः शाकुनेनाथः पंच वै ॥**
**षण मांसाच्छागेमांसेन पार्षतेन च सप्त वै ॥**
**अष्टावेणस्य मांसेन रौरवेण नवैवतु ॥**
**दशमासास्तु तृप्यन्ति वराह महिषामिषे ॥**
**शशकुर्मयोस्तु मांसेन मासानेकादशैव तु ॥**
**संवत्सरं तु गव्येन पयसा पायसेन च ॥**
**त्राघ्रीणस्य मांसेन तृप्तिद्वादश वार्षिक ॥**
**काल शाकं महा शल्काः खड्गलोहामिषमधु इति०॥**
**॥मनु०॥ अध्या० ३**

**श्लोकः २६८–२६९–२७०–२७१–२७२ पूर्वार्ध**

**અર્થ**—માંછલાંનાં માંસથી બે માસ, હરિણના માંસથી ત્રણ માસ, મેઢાના માંસથી ચાર માસ, ભક્ષયોગ્ય પક્ષિના માંસથી પાંચ માસ બોકડાનાં માંસથી છ માસ, ચીત્ર મૃગના માંસથી સાત માસ, ચેણુનીતિના મૃગથી આઠ માસ, અને રૂરૂ જાતિના મૃગના માંસથી નવ માસ વગડાના ભુંડને પાડાના માંસથી દશ માસ શશલા તથા કાચબાના માંસથી અગીયાર

માસ લાંબા કાન તથા નાકવાળા બેહેરા ધોળા બોકડાના માંસથી બાર વર્ષ ( **२७१ उतरार्ध**) કાળા શાક નામના શાકથી, મહા શલ્ક નામના માંછલાથી, ગેંડા તથા રાતા બકરાના માંસથી ઘણા વર્ષ પર્યંત પિતૃઓ તૃપ્ત રહે છે. ત્યારે કેમ માસ ન લેવું ?

૨ (**સમાધન વા ઉ-તર**) આ તમારા સર્વ ઉપરથી માંસ-લેવાને કહે છે, પરંતુ અંદર ભેદ માંસ ન લેવાનો અર્થાત્ માંસ નિષેધનો છે કેમકે, સર્વ વચનો ( **मनु० " रूपकालंकार "** ) રૂપકાલંકારના છે. તેના છ ભેદ છે; તેમાંનો એક ભેદ જેનું નામ "( **अधिकना द्रुप्य रूपकः उदाहरण–विद्यानंदे हि संप्राप्ते राज्यानंदेन किं तदा**) " અધિકનાદ્રુપ્ય રૂપક છે. તેનું ઉદાહરણ "વિદ્યાનંદની આગળ રાજ્યાનંદનો શું હિસાબ ? આ ઉદાહરણમાં રાજ્યાનંદ કરતાં વિદ્યાનંદની અધિકતા દર્શાવી છે. તદ્વત માંસ કરતાં માંસ સિવાયની અધિકતા દર્શાવિ તેનું હું સ્પષ્ટિકરણ કરૂં છું.

ઉપર પ્રમાણે સર્વે માંસોથી પિતૃઓ તૃપ્ત થાય છે, તેના કરતા "( એટલે પ્રથમ શ્લોકથી માડીને ત્રીજા શ્લોક સુધી "**शशाकुर्मयो स्तु मांसेन मासमेकादशैव तु ॥ २७० ॥ चालु गणत्री ३ पर्यंत**" **अर्थ**–શશલા, કાચબાના માંસથી અગિયાર માસ પિતૃઓ તૃપ્ત થાય છે. તેના કરતા વધૂના શ્લોક (૪) ચોથામાં કહે છે કે, "(**संवत्सरे तु गव्येन पयसा पायसेन च ॥ २७१ ॥ पूर्वार्ध**)" જેનો અર્થ શંકા વા પ્રશ્નમાં નથી તે આ કે, ગાયના દુધથી અથવા દુધપાકથી એક વર્ષ સુધી પિતૃઓ તૃપ્ત રહે છે, તો ઉપર માંસ લી

છેલા (૧૧) અગીયાર માસ સુધીના શ્લોકો ૨૬ છે; તેમજ

**आनन्त्या यैव कल्पान्ते मुन्यान्नानिच सर्वशः**

**श्लो० २७२ ॥ मनु अध्याय श्लो० २७२**

સર્વ માંસોની હકીકત મનુ મહારાજે કહ્યા પછી છેલ્લે ઉપલા શ્લોકમાં કહ્યું છે કે, સામો, રાજગરો, ઇત્યાદિ સર્વ (મુની અન્નથી) એટલે મુનિ અન્ન જેને સામો, રાજગરો કહે છે, તેને કરવાની શ્રેષ્ટતા બાતાવે છે. અને કહે છે કે, મુની અન્નથી અનંત વર્ષો સુધી પિતૃઓ તૃપ્ત થાય છે. તેમજ પારાસર સ્મૃતીમાં કહ્યું છે કે, "**पितृके पघय**" "**कलौवर्जयेत्** આ સમયમાં માંસ શ્રાધમાં વાપરવું નહી. અને

**तिलैर्व्रिह्यिर्यवैर्माषैरद्भिर्मूलै फले न वा ॥**
**दत्तेन मांसं तृप्यन्ति विधिवत्पितरोन्हणाम् ॥ २६७ ॥**
**यत् किंचिन्मधुनामिश्रं प्रद द्यातु त्रयोदशीम् ॥**
**तदप्यक्षय मेवस्यावर्षासुचमघासु च ॥ २७३ ॥**
**अपिनः सकुले जायाद्योनो दद्यात्रयोदशीम् ॥**
**पायसंमधुसर्पिर्भ्यां प्राकच्छायेकुञ्जरस्य च ॥ २७४ ॥**
**यदेव तर्पय त्यद्भिः पितृन्स्नात्वाद्विजोतमः ॥**
**तेनैव कृत्स्नमाप्नोति पितृयज्ञ क्रियाफलम् ॥ २८३ ॥**

**मनु अध्याय ३ श्लोक २६७–२७३–२७४–२८३**

અર્થ-તલ, ચોખા, જવ ફળ, એઓમાંથી કોઇ પણ વસ્તુ શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે પિતૃઓને આપવાથી એક માસ સુધી પિતૃઓની તૃપ્તિ થાય છે ૨૬૭ અને વર્ષા કાળમાં મઘા નક્ષત્રમાં તથા તેરશ તિથીએ કોઈ પણ વસ્તુ મધમાં ભેળીને પિતૃઓને આપવામાં

આવે તો તેથી પિતૃઓની અક્ષય તૃપ્તિ થાય છે; ૨૭૩ અને પિતૃઓ ઇચ્છે છે કે, અમારા કુળમાં એવો પુરૂષ ઉત્પન્ન થાય કે, જે પુરૂષ ભાદ્રપદની વદી તેરશે ત્થા હાથની છાયા પુર્વ દિશામાં પડે તે વખતે એટલે બીજો પોહોર થયા પછી "(બીજો અર્થ હસ્ત નક્ષત્રે સુર્ય હોય ત્યારે એને પણ ગજ છાયા કહે છે; અમને તે પુરૂષ ખીર, મધ, ઘી અર્પે ૨૭૪ તેમજ જે શ્રેષ્ટ એવો દ્વિજ વર્ણ (બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈસ્ય વર્ણ) નાહીને માત્ર જળથી પણ પિતૃ તર્પણ કરે છે, તો તેથી તેને પણ પિતૃ યજ્ઞની ક્રીયાનુ ફળ અથાત્ શ્રાદ્ધનું સંપૂર્ણ ફળ મળે છે. ૨૮૩ ઉપલા કહેલાં સર્વ પ્રમાણોથી માંસનો નિષેધ છે. અને મનુ વીગેરે ઘણા ધર્મ શાસ્ત્રવેત્તાઓનો હેતુ, તલ, ચોખા, જળ, અડદ, જવ, મુળ, ફળથી વર્ષ પર્યંત અને મુનિ ધાન્યથી અર્થાત સામો, રાજગરો વિગેરેથી અનંત વર્ષ તથા મધ, ઘી, ખીરની તો પૂર્વજો માગણીજ ઇચ્છે છે, તે અને તેથી અનંત વર્ષ પર્યંત ત્થા અક્ષય તૃપ્તિના ઉપલા પદાર્થો શ્રાધમાં લેવા અને તે ન બને તોએ નિત્ય બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્યોએ નાહીને સ્વચ્છ થઇ તર્પણ કરવું. તેપણ શ્રાદ્ધ તુલ્ય ફળ આપે છે. ત્થા શુદ્રોને પણ શ્રાદ્ધ ઉપલા કહેલા પદાર્થોથી પોતાના અધિકાર મુજબ એટલે શુદ્રોએ પુરાણવા નામ મંત્રોથી કરવું. પરંતુ કોઇએ શ્રાધમાં માંસ વાપરવું નહી. તેમ મધપાન ત્થા હીંસાનો પણ ત્યાગ કરવો. અને તેજ પ્રમાણે મનુ માહારાજનો સ્પષ્ટ હેતુ છે. અને શ્રાદ્ધમાં અવશ્ય બ્રાહ્મણ જમાડવા અર્થાત્ બ્રાહ્મણ ભોજનનુજ કર્મ છે. અને એમાં કંઈ આહુતીઓ અપાતી નથી, અને અપાય છે, તો તે બ્રાહ્મણના હાથમાં પણ આપવા કહેલી છે, " (તેને अग्नौ कर्ण )" તે ઉપરથી સિદ્ધ થાય છે કે, બ્રાહ્મણ ભોજનજ મુખ્ય છે. કારણ કે,

**एक मप्याशये द्विभं पित्रर्थे पञ्चयज्ञिके ॥**
**नचैवाशमेत्कंचिद्वेश्वदेवं मति द्विजम् ॥**
**मनु० अ० ३ श्लोक ८३**

અર્થ-પાંચ માહા યજ્ઞોમાં આવેલા પિતૃ યજ્ઞમાં (શ્રાધમાં) એક બ્રાહ્મણને પણ જમાડવો; પરંતુ વૈશ્વદેવના કાર્યમાં શક્તિ ન હોય તો કોઇ પણ બ્રાહ્મણ જમાડવો નહી. કારણ કે શ્રાદ્ધના બે અંગ દેવ અને પિતૃને ઉદ્દેશીને તો અવશ્ય બ્રાહ્મણ ભોજન કરાવવુજ મુખ્ય છે. એમ સમજી વેદ શ્રુતિ પ્રમાણે "**यथा सवासां गवां पयसा पायसं श्रपयित्वा ब्राह्मणान् भोजयेदितिश्रुते ॥ यथा सर्वा गोपयसः पायसं श्रवणानान्तरं ब्राह्मण भोजन मित्यं ॥ अर्थ** ગાયનુ દુધ, દુધપાક, ઘી, બ્રાહ્મણ ભોજનમાં લેવું એવુ કહ્યું છે. અને તેમાં ભુરી (ઘણા) બ્રાહ્મણ જમાડવા અગર શક્તિ પ્રમાણે એક પણ જમાડવો પરંતુ શ્રાધમાં મધ, માંસ, ન વાપરવા તેમજ ક્રોધ અને હિંસાદિ ત્યાગ કરી બ્રાહ્મણોને ભોજન કરાવવું, અને બીજા પ્રાણીઓને પણ ભીન્ન પાકથી સંતોષવા પણ કોઇને દુઃખ દેવું નહિ બ્રહ્મચર્ય તે દીવસે પાળવું, (સર્વ પ્રાણી માત્રને ભોજન આપવું.) એ સર્વ કર્મ શ્રધા વડે કરવું. તેનુ નામજ શ્રાદ્ધ છે *

---

* શ્રાદ્ધમાં અગ્નૌ કર્ણ-અગ્નિ સોમદેવને ઉદ્દેશીને બે આહુતિઓ આપવી કહ્યુ છે. તે આહુતિ અગ્ન્યાધાનવાળા આધાનાગ્નિમાં આપે છે. પરંતુ જેને ત્યાં નહી હોય તેને "લૌકીકાગ્નૌમાં" નહી કરવી પરંતુ અગ્નિરૂપ બ્રાહ્મણને સમજી તેના હાથમાં કરવું (એમ મનુસ્મૃતિ અધ્યાય ૩ શ્લોક ૨૧૧-૨૧૨ અધ્યાય ત્રીજો શ્લોક બસે અગીયાર તથા બસે બાર.

૩ (શંકાવા-પ્રશ્નઃ) મિમાંસકોએ બીજા તથા સાતમાં અધિક કર્ણોમાં માંસ આહાર વિધિને નિયમ વિધિ માન્યો છે. એ પ્રમાણે મેધાતિથિ કુલ્લુક, ગોવિંદરાજ, ટીકાકારો કહે છે, અને તેઓ કહે છે કે. મિમાં-સામાં બતાવે છે કે, " **द्रव्यसयोगाच्चोदनो पशु सोमयोः**" એ સુત્રમાં અગ્નિષ્ટોમિય પશુના આલભનના સંબંધમાં " **हृदय स्माग्रे अवघाति अथाति व्याह्वाः अथ वृक्षलः** " અગ્નિ અને સોમ દેવતાને ઉદ્દેશિને પશુનુ આલભન કહ્યું અને તે પશુના હૃદય, જીભ, તથા છાતીના જૂદાં જૂદાં કટકા કરવા આ પ્રમાણે કહ્યું છે. તેમજ સાતમાં પાદમાં " **यस्वोरेकह विष्ट व समस्त चोदित्वात्**" એ સુત્રમાં શંકા કરેલી છે કે; ઉમર્તોવાકયમાં પશુનુ વિધાન કરેલું હોવાથી, શું આખા પશુને હવિષરૂપે દેવતાને આપવું કે, તેનાં અવવયો આપવા ? એ શંકા ઉપર " **तद्भेदात् कर्मणः** " એ સૂત્રમાં ઉત્તર આપ્યો છે કે, પશુના હૃદયાદિક અંગોવડેજ યજ્ઞનુ અનુષ્ટાન કરવું. આ પ્રમાણે અશ્વમેધ, સોમયાગ. વીગેરેમાં પશુ આલભન કહે છે. આ વિષય મિમાંસકોએ બીજા તથા સાતમાં અધિક કર્ણોમાં બતાવ્યો છે. વળી કહે છે કે. "**न तंमृत्यवे नयंति यं यज्ञाय नयन्ति**" જે પશુને યજ્ઞને ઉદ્દેશીને આપવામાં આવે છે, તેને કંઇ મૃત્યુને સોપવામાં આવતુ નથી. ાાવળી ઋગ્વેદમાં કહ્યું છે કે, **नवाद एतन्र् म्रियसे नरिष्यसि देवान इदेशिप थिभिः सुगेभिः** હે પશુ ? તુ બીજા પશુની પેઠે મરતો નથી, તેમ મરાતો નથી પણ સુંદર દેવ માર્ગથી દેવતાઓને પામે છે. તથા

**"हुतशेषं भक्षयेत्" "सोत्रामण्यां सुरापिबेत्" "अश्वमेध" "गोमेध" "नरमेधादि" अर्थ**—સૌત્રામણી, યજ્ઞમાં દારૂ પીવો, માંસ હોમતા શેશ રહેલુ ખાવું. અજને મારી, ગાયને મારી, પુરૂષને મારી, હોમમાં (યજ્ઞમાં) હોમવા તે સર્વજન માન્ય થાતો છે, અને તેમાં કોઇનો વિરોધ મતિ હોય તો દેખાડો કયા છે ?

(સમાધાન વા–ઉત્તર) મેધાતિથી, કુલ્લુક, ગોવિંદરાજ જે માંસ ખાવું (માંસ અહાર) એને નિયમ વિધિ માન્યો છે. તે નિયમ વિધિ નથી; અને તે હું આવતી શંકામાં નિર્ણય કરી સમજાવિશ. છતા હાલ દિક્દર્શન કરૂં છે.

ધર્મ શાસ્ત્રોમાં ત્રણ પ્રકારનો વિધિ છે. તેના નામ અપૂર્વ વિધિ, નિયમ વિધિ, અને "પરિસાંખ્યા વિધિ" તે માંસ ભક્ષણને પરિસંખ્યા વિધિ" દોષ યુક્ત કહેલી છે. કે જેમાં (સ્વાર્થ ત્યાગ, પરાર્થ કલ્પના, અને પ્રાપ્તબાધ,) ત્રણ દોષ મહાભારતમાં વ્યાસ મુનિ "(જે વેદ વ્યાસ તેનો અર્થ–વેદમય જે વાણી. વેદ જ્ઞાન, તેનુ જે ગોળ રૂપ થયેલું તેના મધ્યમાં થઇ જનાર તેને વ્યાસ કહે છે. અર્થાત્ વેદનો અર્થ બરોબર જાણકાર અને વેદ પ્રમાણે વદનાર એવો તેનુ નામ વેદવ્યાસ સમજવા, તેમનુ કહેવું એમ છે કે,") વિધિવિહિત (અર્થાત્ વેદમાં કહ્યુ હોય તોએ અને મિમાંસકોએ કહ્યુ છે છતા) માંસ ભક્ષણનાં સંબંધમાં "**अल्पदोषमिहेष्यम्**" (આ પ્રમાણે વિધિ પૂર્વક કહેલા માંસ ભક્ષણથી) પણ અલ્પદોષ છે, તો "પરિસંખ્યા વિધિમાં" "સ્વાર્થ ત્યાગ, પરાર્થ કલ્પના, પ્રાપ્ત બાધ" ત્રણ દોષોવાળો હોવાથી તે પણ કેમ સ્વિકારાય? શંકા મુકતજ છે.

અને સાંખ્ય શાસ્ત્રકારો કહે છે કે, યજ્ઞમાં વિહિત પશુના આલમનથી અલ્પ પાપ થાય છે અને તે પાપનુ પ્રાયશ્ચિત કરવામાં આવે નહી તો એક ઉંડા પાણીના ધરામાં સ્નાન કરનારાને અગ્નિની કણિકાથી જેમ દુઃખ થાય છે, તેમ યજ્ઞ કરનારો યજમાન સ્વર્ગના સુખની સાથે પશુંવધના પાપથી ઉત્પન્ન થયેલુ અલ્પ દુઃખ ભોગવે છે. માટે તે પાપનુ પ્રાયશ્ચિત કરવું જોઇએ. આ પ્રમાણે યજ્ઞિય પશુના આલભનમાં " અર્થાત્ યજ્ઞ માં પશુઓને મારવા, હોમવામાં " અલ્પ પાપ થાય છેજ; એમ સાંખ્ય શાસ્ત્રકારો પણ માને છે.

હવે મિમાંસામાં—**आलभ्** ધાતુનો અર્થ **अयजन्त्** અર્થ થાય છે અર્થાત્ પુજા કરવાનુ કહે છે. "**द्रव्य संयोगा च्चोदनो पशु सोमयो**" એ સૂત્રમાં અગ્નિ ષ્ટોમિય પશુના આલભન સબંધમાં અર્થાત્ યજાના એટલે પુજાના સંબંધમાં અગ્નિ અને સોમ દેવતાને ઉદ્દેશીને પશુનું આલભન અર્થાત પૂજન કર્યું અને તે પશુના હૃદય, જીભ તથા છાતીના જૂદાં જૂદાં ભાગોથી વિભાગ પડે પૂજા કરવી. " અને ઘીની આહુતિ અગ્નિમાં આપવી. " " કોઇ કહે ઘી કેમ? તો તેનો પ્રતિઉત્તર કે "**नतोयशौकरोतु तद्यत्**" પશુ યજ્ઞમાં પણ ઘી છેજ તેમજ "**यशोरेकहविष्ट्र दंसमंस्त चोदित्वात्**" એ સુત્રમાં શંકા કરેલી છે કે, ઉત્પતિ વાકયમાં પશુનું વિધાન કરેલું હોવાથી, શું આખા પશુને પુજવું કે તેના અવયવો? એ શંકા ઉપર "**तद्भदात् कर्मणः**" એ સૂત્રમાં

ઉત્તર આપ્યો છે કે, તે પશુના અંગો વડેજ (યજ્ઞનું અનુષ્ઠાન) યજ્ઞનાં યજનમાં પુજન કરવું-એ પ્રમાણે મિમાંસોકોનો પણ અર્થ સમાવેશ છે.

હવે સર્વ હકીકત જોતાં "**आलभ्**" ધાતુનો અર્થ નીચે પ્રમાણે નિરૂક્ત કારસ્કારાચાર્યે પણ સ્પષ્ટ કર્યો છે. તેનો દાખલો:-
**यज्ञेन यज्ञ० इति० अध्याय ३१ मंत्र० ३१ यजुर्वेद ॥**
આ મંત્રમાં "**आलभ्**" ધાતુ શબ્દ આવ્યો છે. જેનો અર્થ-તે કહું છે કે,
**यज्ञेन यज्ञमयजन्त देवा अग्निनाग्निमयजन्त देवा अग्निः पशुरासितमालभन्त तेना यजन्तेतिच ब्राह्मणम् तानि धर्माणि प्रथमान्यासन् । तेहनाकं महिमानः समसेवन्त यत्र पूर्वे साध्याः सन्ति देवाः साधनाः द्युस्थानो देवगण इति नीरूक्तः ॥ नीरू० अध्याय १२ खं० ४१ अर्थ-(अग्निना)** જીવ (**अग्निम्**) પરમેશ્વરની (**अयजन्त**) પુજા કરી (**अग्निः**) પરમેશ્વરે (**पशुः**) સર્વ દ્રષ્ટા છે તેનીજ વિદ્વાન લોક (**आलभन्तः अयजयन्त**) ઉપાસના કરે છે. એવું બ્રાહ્મણ ગ્રંથોમાં લખેલું છે.

ઉપલા દાખલાથી નિરૂક્તકાર યાસ્કરાચાર્યે "**आलभने अयजन्त**" આલભન્ ને અયજન્ત બન્ને ધાતુ પર્યાય ગણ્યા છે. અથાત્ એકજ ગણ્યા છે. જેનો ભેદ કહું છું.

**आ+लभ्=आलभ्** (**आ**) નજદીક (**लभ्**) પ્રાપ્ત થવું-જવું આ મુળનો "**आलभ्**" ધાતુનો અર્થ છે. પરંતુ આગળ

કાળાંતરે "હાર મારવું એટલે મારી નાખવું" એ પ્રમાણે એ શબ્દનો અર્થ થવા લાગ્યો !

"**उपासना**" શબ્દ (**उप**) નજદીક (**आसना**) નજદીક બેસવું આ "ઉપાસના" શબ્દનો અર્થ અને "આલભના" વા "**आलभ्**" શબ્દનો અર્થ વૈદિકકાળમાં એકજ હતો માટેજ "**आलभन्त**" શબ્દને ઉપરના બ્રાહ્મણ ગ્રંથના ઉતારામાં ("**अयजन्त**=અયજન્ત (**पूजा, संगति, दान,** પુજા, સંગતિ દાન,) એ પર્યાય શબ્દ આપે છે. મતલબ કે "આલભન્ત વા આલભ" અને "અયજન્તને ઉપાસના" શબ્દનો અર્થ પુજા કરવી. (અર્થાત્ પૂજા અર્થ વાચક છે) અને તદ્દન વૈદિક કાળમાં હોવું જોઇએ. કારણ કે, વેદ જે મહા પવિત્ર અનેક સિદ્ધાંતોથી ભરપુર છે. અને અનેક અર્થ દર્શાવનાર છે. તેમાં "હાર મારવું" એ અર્થ શંશયાત્મક છે. તેમ ઉપલા આધારોથી, અસંભવિત્ છે. વળી પ્રમાણમાં આપેલી શ્રુતિનો અર્થ મારવાનો નથી. "**न तं मृत्यवे-नयन्ति यं यज्ञाय नयन्ति**" જે પશુને યજ્ઞને ઉદ્દેશીને આપવામાં આવે છે, તેને કંઇ મૃત્યુને સોંપવામાં આવતું નથી, અર્થાત્ તેને મારવું નહી એવો છે.

અર્થ-બીજો-"**यं यज्ञाय नयन्ति**" યજ્ઞને માટે લઈ જઇએ છીએ, "**न तं मृत्यवे नयन्ति**" તેને મારવા લઇ જતા નથી. એટલે જે પશુને યજ્ઞવેદીમાં લઇ જઇએ છીએ, તેને મારવાને લઈ જતા નથી. આ સર્વ ઉપરથી યજ્ઞને અર્થે પશુ લઈ જવું તેને મારવુ નહી વળી ૠગ્વેદમાં પણ એવો અર્થ ભાષે છેઃ-"**नवाक एतन्**

**प्रियसे न रिष्यासि देवान् इदेशिपथिभिः सुगेभिः** +" હે પશુ! તું બીજાની પેઠે મરતો નથી, તેમ મરાતો પણ નથી, પણ સુંદર માર્ગથી દેવતાઓને પામે છે હે પશુ! તું બીજા પશુઓ જેમ મરે છે, તેમ તું મરશે નહી તેમજ કોઇ તને મારશે નહીં. પણ સુંદર રસ્તાથી (ચાલીને) " (જ્યાં યજ્ઞ મંડપ રચાગો છે. અને જે સ્થાનમાં દેવનું આવાહન થયું છે. ત્યાં તું)" દેવતાઓને પામે છે.

આ હેતુથી યજ્ઞને વિષે પશુને મારવો ને હોમ કરવો નહી; પરંતુ જીવતા રાખવાનો સબબ છે. અને જો તે પશુને મારે તો, વા મરાવે તો તેને વિશ્વાસઘાત્ (એટલે ઉપલા અર્થમાં શ્રુતિ, વેદ, પ્રમાણે યજ્ઞમાં લઇ જાઉં છું, મારીશ નહી અને મરાશે નહી. આ શબ્દ વિશ્વાસ તે પશુને આપે છે, તે પાપ તે વિશ્વાસઘાત) અને આત્મ સ્વાર્થે મારવા તેથી પશુ વધનું પાપ છે. એમ ઉપલો મંત્ર, શ્રુતિ બોધ કરે છે. તદ્રત સમજી નજ કરવું.

"**सौत्रामण्यां सुरां पिबेत्**" એટલે સૌત્રામણી યજ્ઞમાં સોમવલ્લીનો રશ પીવો પરંતુ મધપાન પિવાનુ નથી. કારણકે, એથી બ્રાહ્મણની શુદ્ધતાની પરીક્ષા છે. એમાં એવો ગુણ છે કે, શુદ્ધ બ્રાહ્મણ સિવાય ઇતિર વર્ણ અર્થાત્ બ્રાહ્મણના વંશમાં વગળ હોય તેને ઉલટી થાય છે. દયારામ કવિ કૃત કવિતામાં કહ્યુ છે કે,

સોમવલ્લીકેરો રશપાન શુદ્ધ બ્રાહ્મણ હોય તે કરે;
વગળ વંશિને વમન કરાવે એવી વેદવાણી ઓચરે.
પ્રેમ રસ તેના ઉરમા ઠરે."

---

+ આ વેદ મંત્રનો અર્થ જ્ઞાન માર્ગે સમાધિષ્ટ અન્ય કરે છે.

"**हुत शेशं भक्षयेत्** " હોમવાનુ નથી. તો આ સમયે ખાવુ શાનુ? "**अल्पदोषमिह ज्ञेयम्** " વળી વ્યાસ મુનિ પ્રમાણુથી અલ્પદોષ-વાળુ માટે ખવાય શાનુ? વધુ હકીકત આવતી શંકા સમાધાનોમાં સ્પષ્ટ સમજાવીશું.

"**अश्वमेध अर्थात् राष्ट्र वा अश्वमेधः शत० १३।१।४।३ अग्निर्वाअश्वः। आज्यं मेधः शतपथ-ब्राह्मणे** " **अर्थ**--રાજા ન્યાય ધર્મથી પ્રજાનુ પાલણ કરે, અને અગ્નિમાં ઘી આદિનો હોમ એનું નામ અશ્વમેધ છે.

"**अन्न ॐ हिगौः शत० ४।३।१ अर्थ**-અન્ન, ઇંદ્રીઓ, કિરણુ, પૃથ્વિ આદિને પવિત્ર રાખવા એ ગોમેધ.

"**नरमेधः** " અર્થ-મનુષ્ય મરણ પામે ત્યારે તેને મંત્રાદિક વિધિ પુર્વક દાહ કરવો તેનું નામ નરમેધ-કહેવાય છે. પરંતુ ઘોડો, ગાય, આદિ માંસ આહાર લીલા ભાસે છે.

વળી માંડુંક્યોપનિષદ્‌માં કહ્યું છે કે, "**त्रेतायां बहु धासन्ततानि** "**अर्थ**-તે (યજ્ઞ યાગાદિ કર્મો બહુ પ્રકારે ત્રેતા યુગમાં પ્રવૃત થયા. એવી રીતે આ કર્મો વિસ્તાર પામ્યા પછી તે સર્વજન માન્ય નહી થવાથી, ચાર્વાક આદિ "શુદ્ધ વેદ ધર્મથી" ભિન્ન મત પેદા થયા હોય એમ લાગે છે. તેઓમાં કહ્યું છે કેઃ-

**पशुश्चेन्निहतः स्वर्गं ज्योतिष्टोमेगमिष्यति ।**
**स्वपिता यजमाने न तं च कथं न हिंस्यते ॥**

**અર્થ**-જો પશુ મારી અગ્નિમાં હોમ આપવાથી તે પશુને યજમાન બન્ને સ્વર્ગમાં જાય છે, તો યજમાન પોતાના પિતાદિને મારીને

હોમ કરી તેમને સ્વર્ગમાં કેમ નથી મોકલતા  અસલ આ રૂઢી ચાલતી હોય અને સર્વ જન માન્ય વાત હોય તો આવો વિરોધ શાનો ?

વળી વ્યાસ મુનીએ એ વિધિમાં અલ્પ દોષ છે. એમ કહ્યું છે. તેમજ પારાશરસ્મૃતિ અને સર્વ ઋષિ મતે આ સમયે વર્જીત કર્યું છે.

अश्वालम्भ गवालम्भ सन्यासं पलपैतृकम् ॥
देवराच्चसुतोत्पत्ति कलौ पंच विवर्जयेत् ॥
परासरवचनं अ० श्लो०

गोवाजिनरमेधाश्च विवाहहेगौवधस्ताथा ॥
परक्षेत्रे सुतोत्पति कलौ एतानि वर्जयेत् ॥

અર્થ—આ યુગમાં (કલીયુગમાં) પારાશર સ્મૃતિ માનવી જોઇએ, તેમાં કહ્યું છે કે, અશ્વમેધ, ૧ ગોમેધ, ૨ સંન્યાસ, ૩ માંસ શ્રાધમાં વાપરવું, ૪ દીયર થકી છોકરાને ઉત્પન્ન કરવો આ વખતમાં (કલીયુગમાં) વર્જીત કરવા કાલદર્પણાદિ નાના પ્રકારના ધર્મશાસ્ત્રોમાં પણ કહ્યું છે કે, ગોમેધ, અશ્વમેધ, નરમેધ, વિવાહ વખતે ગવાદિ પશુવધ, તથા પરાઇ પરણેલી સ્ત્રીથી છોકરાની ઉત્પત્તિ એટલા વાના આ સમયમાં ( કલીયુગમાં ) વર્જીત કર્યાં છે. તેમજ મ૦ અ૦ ૫. શ્લો૦ ૪૮ માં કહ્યું છે કે:—

नाकृत्वा प्राणी हिंसा मांसमुत्पद्यते कचित् ।
न च प्राणीवधः स्वर्गस्तस्मात्मांसं विवर्जयत् ॥

પ્રાણીઓની હિંસા કર્યાં વિના કદિ પણ માંસ મળતું નથી. તેમ પ્રાણીઓનો વધ કરવાથી સ્વર્ગ પણ મળતું નથી. તે માટે હિંસા તથા માંસ સર્વ મનુષ્યોએ તજવું.

**( ૧૦ શંકાવા પ્રશ્નઃ- )** મ૦ અ૦ ૫ શ્લોક૦ ૫૬ માં ભાગવતમાં સ્કંદ ૧૧ અ૦ ૫ શ્લોક. ૧૧ કહે કેઃ-

**न मांसभक्षणे दोषो न मद्ये न च मैथुने ।**
**प्रवृत्तिरषा भूतानां निवृत्तिस्तु महाफला ॥ ५६ ॥**
**लोके व्यवायामिषमद्यसेवा नित्यास्तु जन्तोर्नहि तत्र चोदना ॥**
**व्यवस्थितिस्तेषु विवाहयज्ञसुराग्रहैरासु निवृत्तिरिष्टा ॥ ११ ॥**

અર્થ—માંસ ખાવામાં. મદ્યપાન કરવામાં, સ્ત્રી સાથે સંભોગ ( વા મૈથુનમાં ) દોષ નથી તેમજ કેટલાંક ટીકાકારનો મત છે કે, યજ્ઞમાં માંસ ભક્ષણ કરવું, સૌત્રામણી યજ્ઞમાં દારૂ પીવો, પોતાની સ્ત્રી સાથે ઋતુમાં સંગ કરવો, તેમાં દોષ નથી, એ પ્રાણી માત્રની પ્રવૃત્તિ છે, એમાં દોષ શાનો ?

**(૧૦ સમાધાન વા ઉત્તર)** આ તમારો **અર્થ** અને સમજવું ખરૂં નથી.

આ શ્લોકો ખરા છે. પરંતુ સમજવાનું જૂદું છે જે હું સવિસ્તર સમજાવીને કહું છું; તથા ગયેલી શંકાઓનું પણ સ્પષ્ટિકરણ આ શંકાના ઉત્તરમાં કહીશ. " ખરો અર્થ થાય તેવી સમજુતી, વિસ્તાર પૂર્વક કહું છું."

ઋતુમાં સ્ત્રીનો સંગ કરવો, યજ્ઞમાં માંસ ખાવું, " (એટલે હોમવાથી અવશેષ રહેલું માંસ ખાવું.)" સૌત્રામણી નામના યજ્ઞમાં

મદિરાપાન કરવું, આમ સ્મૃતિ, વેદ ભાગવતમાં કહ્યું છે, તે પ્રવૃતિ કરવા માટે કહ્યું નથી, " ( વા પ્રમાણુ નથી )" પરંતુ તેનું તાત્પર્ય તેનો ત્યાગ કરવામાં છે. ગઈ શંકામાં કહ્યું છે કે,

**ऋतौ भार्यामुपेयात् । सौत्रामण्यां सुरां पिबेत । तथा हुतशेष भक्षयेत्मांसं । न मांस भक्षणे दोषो न मद्ये न च मैथुने इति०॥**

ઉપર આવેલા તથા આગળ ગયેલી બીજી શંકાઓના આ સર્વે વાક્યો વિધિ વાક્ય નથી. બીજા કોઈ પણ પ્રમાણુથી જે ક્રીયા અપ્રાપ્ય હોય તેને પ્રાપ્ત કરવાના જે વાક્ય હોય તે અપૂર્વ વિધિ વાક્ય કહેવાય છે. દૃષ્ટાંત-તરીકે વેદમાં કહ્યું છે કે, "**स्वर्ग कामो यजेत्**" સ્વર્ગની કામનાવાળાએ યજ્ઞ કરવો." આમાં સ્વર્ગ આપનારો યજ્ઞ વેદ વચન વિના બીજા કોઈ પણ પ્રમાણુથી કરવો જોઈએ એવો વિધિ નથી. પરંતુ સ્વર્ગ આપનારા યજ્ઞને માટે વેદના વચનો છે, માટે તે અપૂર્વ વિધિ વાક્ય છે; માંસ ભક્ષણ, મદિરાપાન સ્ત્રીસંગ એ સર્વ લોકો વેદના વચનથીજ સ્વીકારે છે એમ નથી, પરંતુ પોતાની રૂચીથી તે તે ક્રિયામાં પ્રવૃતિ કરે છે; માટે તે અપૂર્વ વિધિ નથી તેમ નિયમ વિધિ પણ નથી. એક પક્ષમાં અપ્રાપ્ત કરનારો વિધિ નિયમ વિધિ કહેવાય છે. દૃષ્ટાંતમાં જેમ "**व्रीहीन् वहन्ति**" ડાંગરને ખાંડે છે" ડાંગરને ફોતરા વિનાની કરવાના ઘણા ઉપાયો છે, માટે જ્યારે તેને છડયા વિના બીજા ઉપાયથી ફોતરા વિનાની કરશે, ત્યારે તેને છડવું અપ્રાપ્ત થશે. તે અપ્રાપ્ત બાબતને આ વિધિ પ્રાપ્ત કરે છે, એટલે કહે છે કે, જો ડાંગરને ફોતરા વિનાની કરવી હોય, તો, તેને છડવી. એને નિયમ વાક્ય કહે છે. માંસ ભક્ષણુ, મદિરા પાન. મૈથુન તો સર્વદા પ્રિય હોવાથી પ્રાપ્ત છે. તે કંઈ એક પક્ષમાં અપ્રાપ્ત

નથી કે તેને માટે આ નિયમ વાક્ય પણ નથી. તેમ તે પરિસંખ્યા વાક્ય પણ નથી. બન્ને વિષયોની એક સાથે પ્રાપ્તી થતી હોય ત્યારે જેમાં એમાંથી એકની નિવૃત્તિ કરવી, આવો તાત્પર્ય હોય તેને પરિસંખ્યા વિધિ કહેવો દૃષ્ટાંતમાં " **पंच पंचनखा भक्ष्याः** " પાંચનખવાળા પાંચ પશુઓને ખાવાં; આ વાક્યનો એવો અર્થ છે કે, પશુઓનું ભક્ષણ કરવું નહીં. અને ભક્ષણ કરવું હોયતો પાંચ નખવાળા શેહાઈ શેળો, ચંદનઘો, શશલો, તથા કાચબો, એ પાંચ વિના ભક્ષણ કરવુંજ નહીં. તેમજ માંસ ભક્ષણ કરવું તો યજ્ઞમાં કરવું, સ્ત્રી સંગ કરવો તો માત્ર ઋતુ કાળમાંજ કરવો અને મદિરા પાન કરવું તો સૌત્રામણી યજ્ઞમાંજ કરવું. આ પ્રમાણે પરિસંખ્યા વિધિ પ્રમાણે પ્રાપ્ત થશે. આમ કોઇ કહેશે તેને પણ પરિસંખ્યા માનવામાં ત્રણ દોષ આવે છે, તે આઃ—સ્વાર્થ ત્યાગ, પરાર્થ કલ્પના અને પ્રાપ્ત બાધ પોતાનો અર્થ ઉડી જવો તેને સ્વાર્થ ત્યાગ કહે છે, 'રૂતુમાં સ્ત્રી સંગ કરવો'. આ વાક્યમાં પોતાનો અર્થ ઉડી ગયો, તેથી સ્વાર્થ ત્યાગ નામનો દોષ તેમાં આવ્યો. પરાર્થ કલ્પના એટલે બીજા અર્થની કલ્પના કરવી તે 'ઋતુ વિના સ્ત્રિનો સંગ કરવોજ નહી,' આ બીજા અર્થની કલ્પના કરી તે પરાર્થ કલ્પના નામનો દોષ આવ્યો તેમ જે સ્વભાવીક રીતે પ્રાપ્ત હતું તેમાં અટકાવ આવ્યો. તેથી પ્રાપ્ત બાધ નામનો દોષ આવ્યો. માંસ ભક્ષણ, અને મદિરાપાનમાં પણ ત્રણ દોષ સમજી લેવા, આ પ્રમાણે પરિસંખ્યામાં પણ ત્રણ દોષ આવે છે તેથીપરિસંખ્યા વિધિ પણ થઇ શકતો નથી. માટે આ ઉપરથી સિદ્ધ થાય છે કે, ઋતુમાં સ્ત્રીનો સંગ ન કરે, હોમવાથી અવશેષ રહેલું માંસ ન ખાય, સૌત્રામણી યજ્ઞમાં મદિરાપાન ન કરે, તો દોષ લાગે એવી

દઢ આજ્ઞાવાળા તે વાક્યો નથી. પરંતુ તે વાક્યોનો તાત્પર્ય પ્રાપ્ત થયેલા વસ્તુને છોડવવી એજ છે. જેમકે મનુષ્ય નિત્ય માંસ ભક્ષણ કરતો હોય તો તેણે નિત્ય નહી કરવાના હેતુથીજ કહે છે. જે પુરૂષ નિત્ય સ્ત્રી સંગ કરતો હોય તો નિત્ય નહી; પણ ઋતુમાં સ્ત્રિસંગ કરવો, આપણ છોડાવવાના હેતુથીજ છે. અને તેમ જે મદિરાપાન નિત્ય કરતો હોય તો તેણે નિત્ય નહી પણ સૌત્રામણી યજ્ઞમાં મદિરા પીવી આમ આપણ છોડવવાનાજ હેતુ રૂપ છે. આ સર્વ એકદમ ન છુટે માટે માંસ ભક્ષ, મદિરાપાન, સ્ત્રીસંગ, છોડાવવાની યુક્તિઓ યોજેલી છે. માટે સર્વ મનુષ્યોએ મૈથુન, માંસ ભક્ષ, મદ્યપાન ત્યાગ કરવુંજ એવો વેદ તથા શ્રુતિ, સ્મૃતિઓના સિદ્ધાંતથી મેં અભિપ્રાય કહ્યો છે. તે સત્ય છે.

ઉપલા સર્વ અર્થથી સિદ્ધ અર્થ-માંસ ભક્ષણ, મદ્યપાન, સ્ત્રિસંગમાં દોષ નથી એ પ્રવૃતિ પ્રાણીઓની છે. "અર્થાત્ મનોરથોથી વ્યાકુળ થયેલા માણસોની છે." વેદ આજ્ઞા કરવાની નથી પરંતુ તેથી નિવૃત રહેવુ. અર્થાત્ માંસ ભક્ષ, મદ્યપાન, મૈથુનનો ત્યાગ કરવાથી મોટાં પુન્યનો લાભ થાય છે. તદ્રુત સમજી સર્વ મનુષ્યોએ ત્યાગ કરવું.

**( ૧૨ શંકાવા પ્રશ્ન )**

**रोगी नियुक्तो विधिना हुतं विप्रवृतस्तथा ।**
**मांसमद्याच्चतुर्द्धेषां परिसंख्या प्रकिर्तिता ॥१॥**

**અર્થ**–ક્ષુધાથી મરવાના ભયવાળો પુરૂષ રોગ નાશ માટે અથવા આત્મસંરક્ષણ માટે માંસ ભક્ષણ કરી શકે છે, (૨) શ્રાદ્ધમાં નિમંત્રણ કરેલો બ્રાહ્મણ શ્રાદ્ધમાં પીરસેલું માંસ ભક્ષણ કરી શકે છે, (૩) યજ્ઞમાં સોળ ઋત્વિજમાનો એક ઋત્વિજ હોમ કર્યા પછી બાકીનું વધેલું (હુતશેષ) માંસ ભક્ષણ કરી શકે છે ? (૪) અને બ્રાહ્મણ

પોતાની ઇચ્છાથી એકવાર માંસ ભક્ષણ કરી શકે છે, આ ચાર વિષયોમાં પરિસંખ્યા વિધિ ઘણાઓ કહે છે. તેનું શું છે ? સમાધાન વા ઉત્તર હવે મહાભારતમાં પણ વ્યાસ મુની વિધિ વિહીત માંસ ભક્ષણના સંબંધમાં **अल्पदोषमिहज्ञेयम्** । અલ્પ દોષ કહેલો છે. અને યજ્ઞમાં પ્રાયશ્ચિત કરવા કહ્યું છે. તેમ સાંખ્ય શાસ્ત્ર કારો પણ કહે છે. તો પછી પરિસંખ્યા વિધિમાં શાસ્ત્રકારોએ સ્વાર્થ ત્યાગ, ૧ પરાર્થ કલ્પના, (૨) અને પ્રાપ્ત બાધ, (૩) એ ત્રણ દોષવાળો હોવા છતા પણ સ્વિકારવો એ શુ ઘટિત છે ? એ તો ન્યાય વિરૂદ્ધ મિથ્યા આગ્રહ ગણાય એમ સમજી સ્વીકારવો નહીંજ.

(૧) રોગી અથવા ક્ષુધાર્થી મરવાના ભયવાળો પુરૂષ રોગ નાશ થવા માટે ખાય તેનેથીજ રોગ શાંત થાય તે જીવે એમ નથી, તેમ ખાય તોએ મરી જાય તો પછી શું ? ત્યારે ખાવું નિરર્થક છે. તેમ ભુખ મરતો હોય તે માંસથીજ જીવે એમ નથી. પરંતુ ગમે તે વનસ્પતિ આહારથી પણ જીવી શકાય, અગર બીજા ગમે તે ઉપાયોથી પણ ભુખ મટાડી શકાય, તેમાં માંસથીજ મટે એમ નથી, તો માંસ ન ખાવું. કારણકે દોષ યુક્તજ છે. અને પરિસંખ્યા વિધિ ઉપલા પ્રશ્ન પ્રમાણે સમજી કરે તોએ ત્રણ દોષ યુક્ત સમજવું અને તે માંસ ભક્ષણ કરવું નહીં. તેમ ભુખના આવેશમાં માંસ ગ્રહણ થાય તોએ તેનો ત્યાગ કરવો. કારણકે, મ૦ અ૦ ૧૦ શ્લો૦ ૧૦૬ માં કહે છે કે.

**श्वमांसमिच्छन्नार्तोऽत्तुं धर्माधर्मविचक्षणः ।**
**प्राणानां परिरक्षार्थं वामदेवो न लिप्तवान् ॥**

તેમજ વળી મ૦ અ૦ ૧૦ શ્લો૦ ૧૦૮ માં કહે છે કે

**क्षुधार्तश्चात्तुमभ्यागाद्विश्वामित्रः श्वजाघनीम् ।**
**चंडालहस्तादादायधर्माधर्मविचक्षणः ॥**

**અર્થ**—ધર્મ અને અધર્મને જાણનારા વામદેવ ઋષિ ભુખથી પિડાવા લાગ્યા ત્યારે તેને પ્રાણોની રક્ષા કરવા માટે કુતરાનું માંસ ખાવાની ઇચ્છા કરી હતી પરંતુ (**नलिप्तवान्**) તેમણે તેમ કર્યું નથી. માટે તેમને પાપ લાગ્યું ન હતું અને વિશ્વામિત્ર ઋષિ જ્યારે ભુખથી પીડાયા ત્યારે તેણે ચંડાળના હાથમાંથી કુતરાની પુછડીને છીનાવી લઇને ખાવાને તૈયાર થયા હતા. પરંતુ ધર્માધર્મ જાણકારે તે ખાધી નથી. તદ્વત ગમે તેમ થાય તોપણ માંસ ખાવું નહીં. તેમજ રોગી અથવા ક્ષુધાર્થી આત્મા સંરક્ષણ માટે અર્થી છે. "કોઇ શંકા કરે કે શું અર્થ ? તો, રોગીને રોગથી બચવાનો, ભુખ્યાને ભુખ ટાળવાનો અર્થી છે" માટે કહ્યું છે કે. જે અર્થ તથા જે કામ ધર્મના વિરોધી છે. અર્થાત્ ધર્મમાં નડાવ કરતા સમજી મનુષ્યો એ માંસ તજવું.

(૨) શ્રાદ્ધમાં નિમંત્રણ કરેલા બ્રાહ્મણો માંસ ખાવું કે નહી; તેનો એવો વિચાર છે. કે, કોઇ પણ બ્રાહ્મણ "**यथाविधिनिमुक्तस्तु**" એટલે જેને દેવ અથવા પિતૃ કાર્યમાં નિમંત્રણ કરેલું હોય તેણે માંસ ખાવાનો વિરોધ અર્થાત્ તે એવી રીતે કે, કોઇ વ્રત ધારી અગર બ્રહ્મચારી હોય તો તેણે વ્રત પાળવું જોઇએ. અને માંસ ખાય તો તેને વ્રત ભંગ રૂપ પાપ લાગે તથા બ્રહ્મચારીને શ્રાદ્ધનુ અન્ન જમવાનુ કહ્યું છે. પરંતુ માંસ, મદ્ય, લેવાની ના કહેલી છે.

અને જો માંસ ભક્ષ કરે તો નિંદા પાત્ર થાય છે. અને વળી બ્રહ્મચર્ય વ્રત ભંગ થાય છે અને પોતાના વ્રત ભંગે દુઃખ થાય છે. અને ન ભાગે તો એકવિસ જન્મ સુધિ નર્કમાં જાય છે એવું મનુ૦ અ૦૫ શ્લોક ૩૫ માં છે, વળી કહ્યું છે કે- **धर्मं चाप्यसुखोदर्कं लोक विक्रुष्टमेवच અર્થ** આ ધર્મનું પરિણામ બન્ને તરફથી દુઃખ-રૂપ છે. અને માંસ ત્યાગથી પોતાનો વ્રત રૂપ અર્થ પણ સિદ્ધ થાય છે. અને મનુષ્યો નિંદા પણ કરતા નથી. માટે મનુસ્મૃતિ આધારે કહ્યું છે કે, જે ધર્મનું પરિણામ દુઃખરૂપ છે, તથા જે લોકોમાં નિંદાને પાત્ર થઈ પડે છે, તેવા ધર્મનો પણ ત્યાગ કરવો. તે માટે નોતરેલા બ્રાહ્મણો પણ માંસ ન ખાય તો ચાલે તદ્દત સમજવું.

(૩) સોળ ઋત્વિજોમાનો એક ઋત્વિજ હોય તેણે હોમ કર્યા પછી બાકી વધેલું માંસ ખાવુ (હુત શેષ ખાવું.) તે વિષે "**अल्पदोषमिहज्ञेयम्**" અલ્પદોષ છે. તદ્દત સમજવો. આનો અગાડી શંકા સમાધાનમાં નિર્ણય કરીશું તથા પરિસંખ્યા વિધિ સ્વાર્થ ત્યાગ, પરાર્થકલ્પના, પ્રાપ્તબાધ, માંના દોષે યુક્ત સમજવો અને માંસ તજવું.

(૪) પોતાની ઇચ્છાથી બ્રાહ્મણ એકવાર માંસ ભક્ષણ કરે નહીજ. કારણકે, મ૦ અ૦ ૧૧. શ્લો૦ ૯૫ માં કહે છે કે-

**यक्षरक्षःपिशाचान्नं मद्यं मांसं सुरासवम् ।**
**तद्ब्राह्मणेन नात्तव्यं देवानामश्नता हविः ॥**

મદ્ય યક્ષોનુ, માંસ રાક્ષસોનુ હવિષ ખાનાર એવા બ્રાહ્મણ છે. (દેવ નૈવેદ ખાનારા મનુષ્યો છે માટે) તે પદાર્થ ખાવા કે પીવા નહી. અને તેમજ બ્રહસ્પતિ સ્મૃતિમાં કહ્યુ છે કે,

**मद्य मांस मैथुनं च भूतानां ललनं स्मृतं ।**
**तदेव विधिना कुर्वन् स्वर्गमाप्नोति मानवः ॥**

મદ્ય, માંસ મૈથુન એ ત્રણ પ્રાણીઓને લોભાવનારા છે. **(तदेव विधिना)** તેનો વિધિ પૂર્વક અર્થાત મર્યાદા રાખે તો સ્વર્ગમાં જાય છે. અને વળી યમ સ્મૃતિ પ્રમાણે

**सर्वेपामेव मांसानां महादोपस्तु भक्षणे ।**
**निवृत्तौ महत्पुन्यमिति आह प्रजापति ॥**

અર્થ–સર્વ પ્રકારના માંસ ભક્ષણ કરવામાં મોટો દોષ (ઘણુ પાપ) છે. અને માંસ ભક્ષણથી નિવૃત રહેવામાં (ત્યાગ કરવામાં) મોટું પુન્ય છે. એમ પ્રજાપતિ કહે છે. તદ્દત સમજી સર્વ મનુષ્યોએ સર્વ માંસનો ત્યાગ કરવો.

**શંકાવા પ્રશ્ન** प्रोक्षितं भक्षयेन्मांसं । हुतशेषं भक्षयेत् વેદાદિમાં કહે છે કે, "યજ્ઞમાં હોમ કરતાં શેષ રહેલું માંસ ખાવું;" તથા જો ના ખાઇએ તો આવા અશ્વમેધાદિ યજ્ઞો અમને કરવાના તો મળે નહી? અને ન ખાઇએ એમ કેમ થાય? માટે અવસ્ય "હુતશેષ માંસ ખાવું.

**સમાધાન વા ઉત્તર** ના, ના, તેમ નથી.

**धर्म चाप्यसुखोदर्कं लोकविक्रुष्ट मेव च । अल्पदोषमिहज्ञेयम् ॥**

**यद्घ्राण भक्षा विहिता सुराचास्तथा पशोरालभनं न हिंसा ।**
**एवं व्यवायः प्रजायान रत्या इमं विशुद्धं न विदुः स्वधर्मम् ॥**
**भा० स्कं० ॥११॥ श्लोक ॥ १३ ॥**

**न कृत्वा प्राणीनां हिंसा मांसमुत्पद्यते क्वचित् ।**
**न च प्राणी वधः स्वर्ग्य स्तस्मान्मांसं विवर्जयत् ॥**

અર્થ—આ ધર્મનુ પરિણામ દુઃખરૂપ છે, અને તે ધર્મ શાસ્ત્ર પ્રમાણે તજવાને ગોગ્ય છે, કારણકે, ઉપર વ્યાસ મુનીના કહેવાથી અલ્પદોષવાળુ છે, માટે અલ્પદોષનુ પણ જ્યાં સુધી પ્રાયશ્ચિત કરે નહી, ત્યાં સુધી તે દોષથી મુક્ત થાય નહી. તદ્ગત સમજવું. અને વળી શ્રીમદ્ભગવતમાં કહ્યુ છે કે, વેદ વિહિત યજ્ઞોમાં મદ્યપાન (મદિરાપાન) પશુ હિંસા કરી માંસ ભક્ષણ તથા મૈથુન કરવાની આજ્ઞા છે. તેનું તાત્પર્ય તે છોડવાનુંજ છે, એટલે કંઇ દારૂના પ્યાલા ભરીને ઢાસવા એમ નથી. અને પોતાના ભક્ષણ સારૂ પશુઓને મારવા અને તેને હત્યા ન ગણવી તેમ નથી પણ તેમ ન કરવાનાજ હેતુરૂપ છે. અને જે મૈથુનની રજા આપી છે, (જેનું કારણ અગાડી શંકા સમાધાનમાં કહીશું) તે એક પુત્રનેજ ઉત્પન્ન કરવા માટે છે, પરંતુ વિષયમાં આશક્ત થવા માટે નથી. એ રીતે જે વેદમાં ધર્મ ઉદ્દેશોને કહ્યું છે, તે શુદ્ધ ધર્મને કેટલાંક મનુષ્યો જાણતા નથી. તેમ ઉપલા શ્લોકમાં કહ્યું છે કે, "**यद घ्राणभक्षो**" "ફક્ત નાકે વાસ માત્રજ લેવો" એ પ્રમાણે યજ્ઞમાં પણ માંસ, મદિરાનુ છે. તદ્ગત સમજવું. હવે જુવો કે, માંસ, મદિરા તેનો તો સ્વભાવિક નિયમજ ગંધાવાનો છે, તે પ્રમાણે ગંધાય છે, અને તે ગંધ આવી તેજ લીધા બરોબર છે; અને એ સ્વભાવિક પણે એમ છે, તો વેદ આજ્ઞાનો ભંગ થતો

નથી. (ઓલંઘન થતો નથી.) નાકે ગંધ આવી તેજ લીધા બરોબર છે. અને વેદાદિનો વિધિ પણ સર્વને લેવાનો નથી; કારણકે, યજ્ઞમાં સોળ ઋત્વિજમાંનો એક હુતશેષ માંસ ભક્ષણ કરે તો ચાલે અને બીજાને લેવાનુ પ્રયોજન નથી; તો ન લેવું એ વાત સિદ્ધજ છે. અને એ નહી લેવાય તેથી સર્વ મનુષ્યોએ પાપ સમજવુ નહી; કારણકે, ઉપર કહ્યા મુજબ એ ધર્મ પરિણામે દુખરૂપ અને નિંદા યુક્ત લોકોને વિષે છે; એમ સમજી તથા વ્યાસ મુનિના વચનવડે અલ્પ દોષવાળું; અને સાંખ્ય શાસ્ત્રકારે કહ્યા પ્રમાણે પ્રાયશ્ચિત કરવા યોગ્ય છે. એ સર્વ તપાસતાં એ ધર્મ દોષ યુક્ત પ્રાયશ્ચિત કરવા યોગ્ય છે. એમ સમજવું. જો એમાં ધર્મ હોય તો પણ એ તો જય છે, એવું ઉપરનું સ્મૃતિનુ વચન સપ્રમાણ છે તો નિશંશય મદ્ય વર્જવો; તેમ માંસ પણ, પ્રાણીઓની હિંસા વિના કદીપણ પ્રાપ્ત થતું નથી, તેમ પ્રાણીઓનો વધ કરવાથી સ્વર્ગ પણ મળતુ નથી. માટે માંસ ભક્ષણ કોઇએ કરવું નહી. તેમજ મનુ૦ અ૦ ૫. શ્લો૦ ૫૩ ૫૪ ૫૫ માં લખે છે કેઃ—

**वर्षे वर्षेऽश्वमेधेन यो यजेत् शतं समाः ।**
**मांसानि च न खादेद्यस्तयोः पुन्यफलं समम् ॥**
**(सदा यजति यज्ञेन सदा दानानि यच्छति ॥**
**स तपस्वी सदा विप्रो यश्च मांसं विवर्जयेत् )**
**फलमूलाशनैर्मेध्यैर्मुन्यन्नानां च भोजनैः ।**
**न तत्फलमवाप्नोति यन्मांसपरिवर्जनात् ॥**
**मांस भक्षयितामुत्र यस्य मांसमिहाद्म्यहम् ।**
**एतन्मांसस्य मांसत्वं प्रवदन्ति मनीषिणः ॥**

**અર્થ**–' અને જે કોઇ માંસ ભક્ષણ ન કરે તેને એવું ફળ પ્રાપ્ત થાય છે કે,' એક મનુષ્ય વર્ષે વર્ષે અશ્વમેધ યજ્ઞ કરે અને એવાં સો વર્ષો સુધી કર્યા કરે છે, અને એક મનુષ્ય માંસ ભોજન કરતો નથી તે બન્નેને પુન્યનું સમાન ફળ મળે છે ૫૩ અને જે (બ્રાહ્મણ વા.) માણસ સદાય યજ્ઞ વડે ઇશ્વરનુ ભજન કરે છે, જે સદાય દાન આપે છે, અને જે સદાય માંસનુ ભક્ષણ કરતો નથી, તે (બ્રાહ્મણ વા) મનુષ્યને તપસ્વી જાણવો. ૫૩ અને માંસ ભક્ષણનો ત્યાગ કરવાથી જે ફળ મળે છે, તે ફળ, પવિત્ર એવાં ફળ. ફુલનો આહાર કરવાથી, તથા સામો, રાજગરો વગેરે મુનિના અન્નોના ભોજનથી પણ મળતું નથી. ૫૪ અર્થાત્ માંસ આહાર ન કરે તેને નીરંતર અપોષણ (અપવાસ) કરનાર જાણવો. આ પ્રમાણે માંસત્યાગથી મોટું પુન્ય સમજી કોઇએ માંસ આહાર, કોઇ વેળા પણ કરવો નહી. અને સર્વે લોકોએ એવું સમજવું કે, હું આ લોકમાં જેનું માંસ ખાઉં છું (સઃ કેહેતાં) તે પરલોકમાં (માં—મારૂ) મારૂં માંસ ભક્ષણ કરશે; આવો (માંસ) માંસ શબ્દનો અર્થ છે. આમ ધર્મવેત્તા વિદ્વાનો કહે છે. ૫૫ આવું સમજી મનુષ્ય માત્રે અવસ્ય નિરંતર માંસ ન ખાવું. અને જો કોઈ આ લોકમાં આવું ન સમજી માંસ જેનું અર્થાત્ જે જાનવરનું ખાશે તે જનાવર પરલોકમાં માંસ ખાનારા લોકોનું માંસ ખાશે. માટે મનુષ્યોએ આ પ્રમાણે સમજી અવસ્ય નિરંતર માંસ તજવું.

શંકા વા પ્રશ્નઃ મૈથુન અર્થાત્ સ્ત્રી સંભોગ કરવો તેમાં શું? પોતાની સ્ત્રીથી શું?[૧૩] પરાઈ સ્ત્રીભોગમાં શું? પરાયા પુરૂષથી શું? સમાધાન વા ઉત્તર મૈથુન અર્થાત્ સંભોગ કરવો એ પ્રાણી મા-

ત્રની પ્રવૃતિ[13] હોય છે. અને તે વારંવાર કરવાથી, નાના, પ્રકારનાં રોગો થાય છે. સર્વ પ્રકારના પ્રાણીઓ પોતપોતાની નર માદા તથા માદા નરના જોડાઓ પરસ્પર ઋતુ વખતેજ ભોગ કરે છે; અને તે પ્રમાણે મનુષ્યજાતી સમજવાર છતાં પણ ન કરે એ કેવું ખોટું ? માટે ધર્મવેત્તાઓએ બતાવેલી તે બાબતની હકીકતો તાદર્શ કરૂં છું.

આ બાબતને ધર્મવેત્તા મુનિઓ ધર્મ શાસ્ત્રમાં ત્રણ પ્રકારની વિધિ કહે છે. તેના નામો, અપૂર્વ વિધિ, નિયમ વિધિ, પરિસંખ્યા વિધિ. અને તે વિધિ કર્ત્તવ્યતાનો બોધક હોય છે. જેના ઉદાહરણો પાછળ શંકા સમાધાનમાં આપ્યાં છે, તદ્રુત સમજવાં અને આ બાબતનું સવિસ્તર વર્ણન કહું છું.

" **ऋतुकालाभिगामिस्यात्** " અહીં સ્ત્રી ગમન શાસ્ત્રથી નહી, પણ રાગથી પ્રાપ્ત થાય છે; તેથી એ અપૂર્વ વિધિ નથી, તેમ પરિસંખ્યા વિધિ પણ નથી. કારણ કે ઋતુમાં અને અઋતુમાં એમ બન્ને સમયમાં ગમન પ્રાપ્ત થાય છે; ત્યાં પરિસંખ્યા વિધિ માનીએ તો " **ऋतुकालाभिगामिस्यात्** ઋતુમાંજ ગમન કરવું. " એ વાક્યનું તાત્પર્ય " **अनृतानैवगच्छेत्** વગર ઋતુએ ન જવું " એમ માનવું પડશે. તેથી ઋતુકાળાભિગમનરૂપ સ્વાર્થનો ત્યાગ કરવો પડશે. તેમ ઐચ્છિક ગમન પણ પ્રાપ્ત થશે. એટલે સ્મૃતિનો બાધ આવશે. તે સ્મૃતિ આ છે:-

**"ऋतु स्नातांतुयो भार्या संनिधौनोप गच्छति ।**
**घोरामां भ्रूणहत्यायां युज्यते नात्र संशयः ॥ १ ॥**

ઋતુ કાળમાં સ્નાન કર્યા પછી જે પુરૂષ પોતાની સ્ત્રી પાસે જાય નહી તેને ઘોર ગર્ભ હત્યાનું પાપ લાગે છે. " ઋતુ અને અઋતુ

બન્નેમાં રાગથી ઉપગમન પ્રાપ્ત થાય છે, ત્યાં "**ऋतुकालाभिगामिस्यात्** ઋતુમાંજ ગમન કરવુ" આ વચન નિયમ કરે છે કે, **ऋतावुपेयादेव** " ઋતુમાં ઉપગમન કરવુંજ. આ નિયમ એક પુત્ર ઉત્તપન્ન કરવાથી સિદ્ધ થાય છે. કારણ કે, મનુએ કહ્યું છે કે, "**कामाजानितरान्विदु.**" એક પૂત્ર ઉત્પન્ન થયા પછી બીજાં પૂત્રોને કામ જન્ય જાણવા. માટે આ નિયમ જેને પૂત્ર ન હોય તેને માટે છે પરંતુ પુત્ર થયા પછી તો પરિસંખ્યા વિધિ જાણવો એટલે જો ગમનની ઇચ્છા હોય તો "**ऋतावेवोपायात्**" ઋતુમાંજ ઉપગમન કરવું. અહી કોઇને એવી શંકા થાય કે, ઇંદ્રે ઇચ્છાનુસાર ભોગ ભોગવવા માટે વર આપેલો છે. માટે તેની ઇચ્છાનુસાર કામના પૂર્ણ કરવી જોઇએ. તો પછી ઋતુમાં જવું, આ નિયમમાં બાધ આવશે. માટે આ વિષયમાં પણ વિધિ માનવામાં આવ્યો છે. અપૂત્ર હોય તેને માટે તો "**ऋतावुपेयादेव**" ઋતુમાં જવુંજ "**ऋतावेवउपयात्**" ઋતુમાંજ જવું અને ત્રીજો વિધિ "**भार्याप्रितयेअनृतावपिउपेयात्**" ભાર્યા (સ્ત્રી) પ્રિતિ માટે અઋતુમાં પણ જવું." કેટલાંક ટીકાકારો "**स्वदारनिरतःसदा**" એ ઠેકાણે પરિ સંખ્યા વિધિ માની એવો અર્થ કરે છે કે, "**सस्वदारानिरतएवभवेत्**" પોતાની ભાર્યા (સ્ત્રી) ઉપરજ પ્રિતિવાળા થવું." "**अन्यभार्यानोपगच्छेत्** ॥ બીજાની ભાર્યા (પરસ્ત્રી) સાથે ગમન (ભોગ) કરવું નહિ." આમ આ વાત સર્વોનું મતે પણ સિદ્ધ છે, અને

निन्दास्वष्टासु चान्यासु स्त्रियो रात्रिषु वर्जयेत् ।
ब्रह्मचार्यैव भवति यत्र तत्राश्रमे वसन् ॥५०॥
तासामाद्याश्चतस्रस्तु निन्दितैकादशी च या ।
त्रयोदशी च शेषास्तु प्रशस्ता दश रात्रयः ॥ ४७ ॥

मनु० अ० ३ श्लो० ५० तथा ४७ उभयो र्गर्भितार्थ–

સત્પુરૂષોએ નીંદિ કાઢેલી રજોદર્શનના (અટકાવના) દિવસો સહિત સોળ રાત્રી દિવસો, એ સ્ત્રીયોની સ્વભાવિક ઋતુ કાળ કહેવાય છે (મનુ. અ. ૩ શ્લો. ૪૬) તે સોળ રાત્રીમાં પેહેલી ચાર રાત્રી એટલે રજોદર્શનની રાત્રીઓ તથા અગ્યારમી અને તેરમી રાત્રી આટલી રાત્રીઓમાં શિષ્ટોએ સ્ત્રીગમનને નિંદી કાઢેલું છે અને બાકીની દશ રાત્રીઓ ઉત્તમ ગણેલી છે ૪૭ અને નિંદી કાઢેલી છ રાત્રીઓમાં તથા બીજી ગમે તે આઠ રાત્રીઓમાં સ્ત્રીસંગનો જે મનુષ્ય ત્યાગ કરે તે પુરૂષ ગૃહસ્થાશ્રમમાં હોય અને અપુત્ર હોવાથી પોતાની ઋતુમતી સ્ત્રી સાથે બે રાત્રીમાં ગમન કરે તો પણ બ્રહ્મચારીજ ગણાય છે. "(॥ ૫૦ ॥ માં ગર્ભિતાર્થ–૪૬–૪૭)" આમાં કોઇ શંકા કરે કે, વાનપ્રસ્થને તે વળી સ્ત્રી સંગ કેવો? તેનો ઉત્તર એવો છે કે, શાસ્ત્રમાં સ્ત્રી કરતાં પુરૂષની બમણી અથવા ત્રમણી ઉમર હોવી જોઇએ; વળી "**वनंपंचाशतो व्रजेत्**" "પચાસ વર્ષે વનમાં જવું." એમ મનુસ્મૃતિમાં કહ્યું છે. તો તેટલી ઉમરમાં સ્ત્રીને કદાચ પ્રજા થઇ ન હોય અને તેવી સ્ત્રી વનમાં સાથે આવી હોય અને તેને

રજની નિવૃતી (અટકાવ ગયો ન હોય) થઇ ન હોય તો, "**ऋतौभार्यामुपेयात्** " એ નિયમ પ્રમાણે એ રાત્રી પોતાની સ્ત્રી સહવાસ યોગ્ય છે. અથવા તો વનમાં ગયા પછી પ્રજાનો નાશ થયો હોય તો તેને વંશની સ્થિતિ (વૃદ્ધિ) રાખવા માટે પણ સ્ત્રી સહવાસની જરૂર છે. અથવા વાનપ્રસ્થાશ્રમ તે ગૃહસ્થાશ્રમ અને સંન્યાસાશ્રમની વચમાંનો છે. અને તે ગ્રહસ્થાશ્રમમાં ભોગવેલા વિષયોમાંથી વૃત્તિને ઉઠાડી દઇ મનને વિષયોમાંથી નિવૃત કરી, તપશ્ચર્યાથી કષાયોને દુર કરી સંન્યાસની યોગ્યતા લાવનારો છે. તો જ્યાં સુધી કષાયો પરિપકવ થયા ન હોય ત્યાં સુધી આ આશ્રમમાં મનુસ્મૃતિમાં જો એ રાત્રીની છુટ આપીછે, તો તે યોગ્યજ છે. અને એટલાંજ માટે એ સ્મૃતિમાં વાનપ્રસ્થ પ્રકરણનાં મુળમાં "**जीतेंद्रियः**" એ પદની આવૃતી કરીને જીતેદ્રિય રહેવાનો ઉપદેશ કર્યો છે.

આ સર્વ પોતાની સ્ત્રી સાથે શાસ્ત્ર પ્રમાણે વર્તવાના વિચારો છે. તદ્દત સમજી ચાલવું, હવે પરસ્ત્રી વિષે તથા પર પુરૂષ અર્થાત વ્યભિચાર વાસ્તે મનુ० અ० ૮. શ્લો. ૩૫૭ ૩૭૧ ૩૭૨ માં લખે છે કેઃ—

**उपचारः क्रिया केलिः स्पर्शो भूषण वाससाम् ।**
**सहा खट्वासनं चैव सर्वं संग्रहणं स्मृतम् ॥**
**तांश्वभिः भर्तारं लङ्घयेद्या तु स्त्री ज्ञाति गुणदर्षिता ।**
**खादयेद्राजा संस्थाने बहुसंस्थितै ॥**
**पुंमांसं दाहयेत्पापं शयने तप्त आयसे ।**
**अभ्यादध्युश्च कामांनि तत्र दह्येत पापकृत् ॥**

**३५७—३७१—३७२ ॥ अर्थ**—પારકી સ્ત્રીને પુષ્પની માળા ફુલેલ

તેલ, વીગેરે સારી સારી વસ્તુ મોકલવી, તેની હાંસી, મસ્કરી, તેના આભુષણોનો તથા વસ્ત્રોનો સ્પર્શ કરવો, એક પલંગપર અથવા તો એક આસન ઉપર શરીર અડાડીને બેસવું આ સર્વ સ્ત્રી સંગ્રહણ અર્થાત્ પર સ્ત્રી સંભોગની અભિલાષા તે સ્ત્રી સગા સંબંધીઓના તથા સૌદર્યના અભિમાનને લીધે પોતાના પતિનું ઉલ્લંઘન કરે, એટલે વ્યભિચાર કરે તો રાજાએ ઘણા મનુષ્યોની સમક્ષ પ્રસિધ્ધ સ્થાનમાં તેને કુતરાઓ પાસે ફાડી ખવરાવવી "તેમજ" વ્યભિચારી પાપી પુરૂષને રાજાએ લોઢાના ધગધગતા પલંગપર સુવરાવીને બાળી નંખાવવો, અને તે પાપી ઝટ બળી જાએ તેમ તેના ઉપર સર્વે લોકોએ લાંકડાં નાંખવાં. આ સર્વ વેદ અને (સ્મૃતિ) ધર્મ શાસ્ત્ર પ્રમાણે; ઉપર મુજબ સમજવું. અને પોતાની પરણેલી સ્ત્રી સાથે રૂતુ પ્રાપ્ત થયા પછી સોળ દીવસની અંદર ગર્ભ રહે છે. એવો ડોકટર તથા વૈદકશાસ્ત્રી તથા શાસ્ત્રનો અભિપ્રાય છે. માટે તેમાં નિંદીત રાત્રી ઉપર કહેલી ત્યાજ કરી બાકીના (૧૦) દશ દીવસ સર્વ મનુષ્યોએ લેવા તે શ્રેષ્ટ છે. પરંતુ તેમાંથી પણ જો મનુષ્ય આઠ દીન ત્યાગ કરી, ફકત બે રાત્રી પરણેલી સ્ત્રી સાથે સર્વ ગ્રહસ્થાશ્રમી પુરૂષોઓ સંગ કરે તો તે બ્રહ્મચારી તુલ્ય ગણાય છે. આ પ્રમાણે જે વર્તે નહી. તેનું નામ વૃથા સ્ત્રી સંગ સમજવો, અને જે પુરૂષને સ્ત્રી ભોગવે તે પણ વૃથા સમજવું. અને પુરૂષ અને સ્ત્રી બન્ને એ વ્યભિચાર કદી પણ કરવો નહી એ સર્વાનુમતે વાત સિધ્ધ છે એમ સમજવું.

**(શંકા–સમાધાન)** "**મદ્યપાન**"–દારૂ પીવો "**નમદ્યેદોષઃ**" તેમાં દોષ નથી ?

(સમાધાન વા-ઉત્તર)ના, ના શાસ્ત્રકારોના કહે છે.

सुरा वै मलमन्नानां पाप्मा मलमुच्यते ।
तस्माद्ब्राह्मण राजन्यौ वैस्यश्च न सुरां पिबेत् ॥
गौडी पैष्टी च माध्वी च विज्ञेया त्रिविधा सुरा ।
यथैवैका तथा सर्वा न पातव्या द्विजोत्तमैः ॥
यक्षरक्षः पिशाचान्नं मद्यं मांसं सुरासवम् ।
तद्ब्राह्मणेन नात्तव्यं देवानामश्नता हविः ॥
अमेध्येवा पतेन्मत्तो वैदिकं वाप्युदाहरेत् ।
अकार्यमन्यत्कुर्याद्वा ब्राह्मणो मदमोहितः ॥
यस्यकायगतं ब्रह्म मद्येनप्लाव्यते सकृत् ।
तस्य व्येति ब्राह्मण्यं शूद्रत्वं च स गच्छति ॥

અર્થઃ—" શાસ્ત્રોમાં સુરા અન્નના લોટમાંથી બને છે, માટે તે અન્નનો મળ કહેવાય છે, અને મળ એ પાપનું નામ છે; માટે બ્રાહ્મણાદિ વર્ણોએ સુરા પીવી નહી. ગોળમાંથી બને છે તેને ગૌડી, ઘઉં, ચોખા, યવ ( જવ ) વીગેરેના લોટમાંથી બનેલી તેને પૈષ્ટિ, મહુડામાંથી બને છે તે માધ્વી, સુરા કહેવાય છે; આમ ત્રણ પ્રકારની સુરા છે. જેવી પૈષ્ટિ તેવીજ ગૌડી અને માધ્વી પણ છે. માટે દ્વિજ વર્ણના લોકોએ સર્વ પ્રકારની સુરા પીવી નહી મદ્યના બાર પ્રકાર ગણાવ્યા છે. " અને તે શાસ્ત્રમાં લખ્યા મુજબ, પૈષ્ટી ૧ ગૌડી ૨ માધ્વી ૩ ( ફણસમાંથી થયેલી તે ) પાનસ, ૪ ( દ્રાક્ષમાંથી બનાવેલી તે ) દ્રાક્ષા, ૫ ( ખજુરમાંથી બનાવેલી તે ) ખાર્જુર, ૬ ( તાડી ) તાલ, ૭ ( સેરડીનો સરકો ) ઐક્ષવ, ૮ ટાંક,

૯ ( મોટી દ્રાખમાંથી થયેલી તે ) માંર્દ્વીક, ૧૦ ( નાળીએરમાંથી બ-નાવેલી તે ) નાળીકેર, ૧૧ મૈત્રેય, ૧૨ એમ એ બારેનો મદ્યોનો, મદ્યમાં સમાવેશ અર્થાત્ મદ્ય ગણવા. " મદ્ય યક્ષોનું, માંસ રાક્ષસોનું, સુરા અને આસવ પિશાચોનું અનુક્રમે ભોજન છે. માટે દેવોનું હ-વિષ ખાવાનો જેને અધિકાર છે. ( બ્રાહ્મણ ) તેને અર્થાત્ તે મનુ-ષ્યોએ કદી પણ તે પદાર્થ ખાવા કે પીવાં નહીં. અને જો બ્રાહ્મણાદિને ( વેદ ભણવાના અધિકારી વર્ણ પણ ) સુરના મદથી મત્ત બની જઇને અપવિત્ર સ્થાનમાં પડી જાય, વેદના મંત્રો ભણવા માંડે અથવા બ્રહ્મહત્યા વીગેરે અકાર્ય પણ કરે તેમ ઇત્તર વર્ણ પણ બબડે, કોઇની હત્યા કરે; માટે બ્રાહ્મણાદિ સર્વે મનુષ્યોએ સમજીને મદ્યપાન વર્જીત કરવું. અને જે બ્રાહ્મણની કાયામાં રહેલો વેદ એકવાર મદ્યથી ઝબોળાય, તો તેનું બ્રાહ્મણપણું નાસ પામે, અને તે શુદ્રપણાને પામે છે. આ સર્વ માણસોએ સમજવું. કારણ કે, મદ્યપાન જે કરે, તેને શરીરનું ભાન રહેતું નથી. બકબકાટ ( બોલ, બોલ, ભાન વિનાનું ) મનમાં આવે તેમ કરે છે, ગુપ્ત વાત પણ નિશામાં કહી દે છે, વખતે ગાળો ભાંડે છે, પટે છે, વાગે છે, વખતે સુસ્ત થઇ પડે છે, કોઇની હિંસા પણ કરે, વખતે બેભાન સ્થિતિમાં ભાન ભુલી મા, બેનને નહી ઓળખતા પશુચર્યા જેમ આદરે છે. માટે આમ સર્વ મનુષ્યોએ સમજી અવશ્ય આ માહાન્ દુષ્ટ વ્યશન દારૂનો ત્યાગ કરવો. ( વળી—આગળ પણ શંકા સમાધા-નમાં કહેશું. )

( શંકાવા—પ્રશ્નઃ ) અગ્નિ હોત્ર કરવો ?

**अग्नि होत्रचं जुहुया दाद्यन्ते द्युनिशोः सदा ।**
**दर्शेन चार्ध मासान्ते पौर्ण मासेन चैवहि ॥**

सस्यान्ते नव सस्येष्टया तथर्त्वन्ते द्विजोऽध्वरैः ।
पशुनान्ययनस्यादौ समान्ते सौमिकै मखै ॥
नानिष्ट्वा नवसस्येष्टया पशु नाचाग्निमान्द्विजः ।
नवान्नमद्यान्मांसं वा दीर्घमायुर्जिजिविषु ॥
नवे नानर्चिं ताह्यस्य पशु हव्येन चाग्नयः ।
प्राणाने वत्तु मिच्छन्ति नवान्नामिषे गर्धिनः ॥

અર્થ —અગ્નિહોત્રીએ પ્રભાત અને સાયંકાળે સદા અગ્નિમાં હોમ કરવો તથા કૃષ્ણપક્ષને અંતે અમાવાસ્યા તિથિએ દર્શ નામનો યજ્ઞ, અને શુક્લ પક્ષને અંતે પૌર્ણમાસ નામનો યજ્ઞ કરવો. પૂર્વ ધાન્ય થઇ રહે અને નવું ધાન્ય ઉત્પન્ન થાય ત્યારે શરદ ઋતુને વિષે દ્વિજ વર્ણે નવાં ધાન્યથી અગ્રાયણ ઇષ્ટી કરવી, પ્રત્યેક ઋતુને અંતે ચાતુર્માસ યજ્ઞ કરવો, ઉત્તરાયણ, દક્ષિણાયણના આરંભમાં પશુ બંધ નામનો યાગ કરવો અને વર્ષ પૂરૂ થયા પછી વસંત ઋતુમાં સોમ યાગો કરવા. અગ્નિહોત્રી બ્રાહ્મણે જો દીર્ઘાયુષ્ય ભોગવ-વવાની ઇચ્છા હોય તો નવા ધાન્યેષ્ટી કર્યા વિના નવું અન્ન ખાવું નહી, અને પશુબંધ કર્યા વિના નવું માંસ ખાવું નહી. નવું અન્ન ને માંસ ખાવાની ઇચ્છાવાળા અગ્નિઓને નવા અન્નથી તથા નવા માંસથી જો તૃપ્ત કરવામાં આવતા નથી, તો તે અગ્નિઓ ખાનારી પ્રજાઓનુંજ ભક્ષણ કરવાની ઇચ્છા કરે છે. તદ્દત છે માટે શું ?

( સમાધાન વા- ઉત્તર ) હા જેને અગ્નિહોત્ર લેવું હોય તેને લેવું. અને મદ્ય, માંસ હિંસા [૧૫]રહીત કરવું. અર્થાત્ હિંસા, મદ્ય, માંસ, ન વાપરવો અને કરવું.

કોઇ શંકા કરે એમ કેમ ? તો તેનું સમાધાન દે, શાસ્ત્રોમાં વાનપ્રસ્થાશ્રમમાં સ્ત્રી સાથે વનમાં જાય છે, તેને કંઇ મદ્ય, માંસ, ખાવાનું તથા હિંસા કરવાનું શાસ્ત્રોમાં કહ્યું નથી. કારણ કે, તમારાજ " (શંકાવા), પ્રશ્નોમાં મનુસ્મૃતિ વચનો છે.'

**नवान्नमद्यान्मांसं वा दीर्घमायुर्जिजीविषु ॥**
**नवेनानर्चिताह्यस्य० इति०**

**અર્થ**—તેમાં અગ્નિહોત્રી બ્રાહ્મણે જો દિર્ઘાયુષ્ય ભોગવવાની ઇચ્છા હોય તો નવા ધાન્યેષ્ટિ કર્યા વિના નવું અન્ન ખાવું નહી. અને તેમજ પશુબંધ યાગ કર્યા વિના માંસ ખાવું નહી. હવે માંસ ખાવુંજ નહી તો, પછી પશુબંધ યાગનું પ્રયોજન નથી, એ બાબત સિદ્ધ છે. નવું માંસ, ખાવું હોય તોજ તે કરવાની જરૂર છે એવું આ બાબતથી છે. અને જો કોઈ તે પ્રમાણે કર્યા શિવાય નવાં અન્નને તથા નવાં માંસને ભક્ષણ કરે છે, તો વાપરે અર્થાત્ પીએ, ખાય, તો અગ્નિઓ તે ખાનારી પ્રજાનું ભક્ષણ કરે છે. પરંતુ જે નવું કે જુનું, તાજું કે વાસી, મદ્ય, માંસ પીતો, ખાતો નથી; તેને પશુબંધ, સોમ યાગો લાગુ પડે એવું શંભવતું નથી; અને હાલ કેટલાંક અગ્નિહોત્રી કરતા પણ નથી; એવો વહિવટ પણ જણાય છે. અને તેઓ પશુબંધ, સોમ યાગ વીગેરે વીધીઓમાં કુષ્માંડ આદિ લે છે. તે અગ્નિહોત્ર કર્મ આધુનિકોમાં લેખો છે. તે જોવાથી ખાત્રી થશે.

અને વળી મનુસ્મૃતિ. અ૦ ૬. શ્લો૦ ૯. ૧૦. માં કહ્યું છે કેઃ—

**वैतानिकं च जुहुयादग्निहोत्रं यथाविधि ।**
**दर्शमस्कन्दयन्पर्व पौर्णमासं च योगतः ॥**
**ऋक्षेष्ट्याग्रयणं चैव चातुर्मास्यानि चाहरेत् ।**
**उत्तरायणं च क्रमशो दाक्षस्यायन मेव च ॥**

**અર્થ**—ગાર્હપત્યના કુંડમાં રહેલા અગ્નિને આહવનીયાગ્નિ તથા દક્ષિણાગ્નિ કુંડમાં જે વિહાર થાય છે તેને વિતાન કહેવામાં આવે છે. અને તે વિતાનમાં જે કર્મ કરવામાં આવે તે વૈતાનિક કર્મ કહેવાય છે. તે વૈતાનક એવા અગ્નિ હોત્રમાં સમયાનુંસાર હોંમ કરવો તથા અમાવાસ્યા અને પુર્ણિમાના પર્વને દહાડે પણ સમય પ્રમાણે ઇષ્ટિઓ કરવી અને નક્ષત્રેષ્ટિ, નવધાન્ય, ચાતુર્માસ્ય, ઉત્તરાયણ અને દક્ષિણાયણ નામના યાગો પણ વાનપ્રસ્થે ક્રમવાર કરવા હવે વાનપ્રસ્થોને "**वजयन्मर्धुमांसच० इति** મનુ વચન પ્રમાણે—મદ્ય એટલે દારૂ અને માંસ વર્જીત કહ્યા છે. અર્થાત્ મદ્ય, માંસ, પીવું, ખાવું નહી કહેલું છે, છતા અગ્નિહોત્ર કરવા કહ્યું છે. તદ્દત સમજી કરતા શું હરકત છે? આ બાબતમાં શંકા થાય કે, આશું ? તો પ્રત્યુત્તર કે વાનપ્રસ્થાશ્રમીએ અગ્નિહોત્ર, દર્શ, પૌર્ણ માંસ વીગેરે ઇષ્ટિઓ કરવાનું કહ્યું છે, માટે જો અગ્નિ હોત્રી પોતાની સ્ત્રી સહિત વનમાં જાય તો તે પક્ષમાં તે કર્મ થઈ શકે; પરંતુ પુરૂષ એકલોજ વનમાં જાય; ત્યારે શ્રૌતકર્મ થઈ શકે નહી. કોઇ કહેશે કે, જેમ પરદેશમાં ગયેલો પુરૂષ સ્ત્રીની અનુજ્ઞાથી અગ્નિમાં હોમ આપે છે, તેમ વાનપ્રસ્થે પણ શ્રૌતસ્માર્ત કર્મો કરવાં, પરંતુ તેમ થઈ શકે નહી. કારણ કે, સ્ત્રી વિના ઘણા કર્મોનો લોપ થાય છે. " **वेदोसि वित्तिरसि** " ઇત્યાદિ મંત્રો સ્ત્રીને બોલવા પડેછે. વળી સ્ત્રી

સહીત વનમાં જાય તો પણ વ્રિહિ વીગેરે ગ્રામ્ય ધાન્યો નહી મળે અને તે ન મળવાથી ત્યાં યજ્ઞો થઇ શકે નહી. તો પછી વાનપ્રસ્થાશ્રમનો ઉપદેશ અને અગ્નિહોત્રાદિ વિધિએ બન્ને સાથે બનવુ, એ પરસ્પર વિરૂદ્ધ છે. તેમજ " **यावत् जिवित** " '**श्रुते**' યાવત્ જીવિત શ્રુતિથી વાન-પ્રસ્થાશ્રમની સંભાવના પણ નથી? તેના ઉત્તરમાં કેટલાક જણાવે છે કેઃ– અહિં વૈતાનિક શબ્દ સ્માર્ત કર્મમાં યોજના કરે છે. પરંતુ સ્માર્ત કર્મમાં વિહિત વિગેરેનો કાંઇ નિયમ નથી. " **यदन्न पुरूषो राजन् तदन्नास्तस्य देवताः** " એ નિયમથી મુનિ અન્ન (સામો, રાજગરો વીગેરે) થી પણ સ્માર્ત કર્મ થઇ શકે છે, એટલા માટે ભાર્યા સહિત વાનપ્રસ્થાને શ્રગીને માટે આ એક જુદું જ સ્માર્ત કર્મનું વિધાન છે. એમ સમજવું; અથવા તો શ્રૌતાધાનવાળા પુરૂષે તેજ અગ્નિસહિત વનમાં જવું. અને યથા શકિત વનના અન્નથીજ દર્શપૌર્ણમાસ વગેરે કરવાં. અને અનાહિતાગ્નિ પુરૂષે ભાર્યાને પુત્રની પાસે મુકવી અને વનમાં જવું, વા સ્ત્રીની મરજી હોય તો જીતેંદ્રીય રહી સાથે રાખવી. આ સર્વ વાત વાનપ્રસ્થાશ્રમમાં છે, અને તે પણ અગ્નિહોત્ર રાખે છે, અને માંસ, મદ્ય વાપરતા નથી; તદ્વત માંસ, મદ્ય નહિ વાપરનાર, અને અહિંસા ધર્મ પાળનાર બ્રાહ્મણાદિ અગ્નિહોત્રીઓને કોઇ જાતની હરકત નથી. કારણ કે, " **यदन्नः पुरूषो राजन् तदन्नास्तस्य देवताः** " એ નિયમ પ્રમાણે કર્તા શી હરકત છે? "( કરે તો હરકત નથી )"

વળી અગ્નિ હોત્રના નિયમ ઘણા કઠીણ છે, અને તે નિયમો પળે એવા નથી. અને મનુ૦ અ૦ ૧૧. શ્લો૦ ૨૯ માં તથા ૨૭ માં લખે છે કે,

विश्वैश्च देवैः साध्यैश्च ब्राह्मणैश्च महर्षिभिः ।
आपत्सु मरणाद्भीतैर्विधेः प्रतिनिधिः कृतः ॥
इष्टिं वैश्वानरीं नित्यं निर्वपेदब्दपर्यये ।
क्लृप्तानां पशुसोमानां निर्वपेदब्दपर्यये ॥

**અર્થ**-વિશ્વ દેવતાઓએ, સાધ્ય દેવોએ, બ્રાહ્મણોએ અને મહર્ષિઓએ મરણથી ભય પામીને આપત્કાળમાં મુખ્ય વિધિને ઠેકાણે પ્રતિનિધિની કલ્પના કરી છે અને ક્રમે કરીને પ્રાપ્ત થયેલો નિરૂઢ પશુબંધ તથા સોમ થઇ શકે નહી, તો તેના પ્રાયશ્ચિતને માટે એક વર્ષ પુરૂ થઇને બીજા વર્ષનો આરંભ થાય ત્યારે બ્રાહ્મણે નિત્ય વૈશ્વાનરી નામની ઇષ્ટિ કરવી તદ્રત પ્રતિનિધિ તરીકે લઈ કરે તો શુ હરકત છે, વળી

यस्याऽग्निहोत्र मदर्समपौर्णामासमचातुर्मास्यमनाग्रऽयण मतिथिवार्जितंच ॥ अहुतमवैश्वदेवमाविधिनाहुतनासप्तमांस्तस्थ लोकान्हिनास्ति ॥३॥

मुंडकोपनिषद्

न वै कन्या न युवतिर्नाल्पविद्यो न बालिशः
होता स्यादग्निहोत्रस्य नार्तो नासंस्कृतस्तथा ॥
नरके हि पतन्त्येते जुहवन्तः स च यस्य तत् ।
तस्माद्वैतानकुशलो होता स्याद्वेदपारगः ॥
प्राजापत्यमदत्वाश्वमग्न्याधेयस्य दक्षिणाम् ।
अनाहताग्निर्भवति ब्राह्मणो विभवे सति ॥
अग्निहोत्र्यपविध्याग्नीन्ब्राह्मणः कामकारतः ।

**चान्द्रायणं चरेन्मासं वीरहत्यासमं हि तत् ॥**
**यस्य त्रैवार्षिकं भक्तं पर्याप्तं भृत्यवृत्तये ।**
**अधिकं वापि विद्येत स सोमं पातुमर्हति ॥**
**अतः स्वल्पीयसि द्रव्ये यः सोम पिबति द्विजः ।**
**स पीतसोमपूर्वोऽपि न तस्याप्नोति तत्फलम् ॥**

કન્યાએ, યુવતિએ અલ્પ વિદ્યાવાળા પુરૂષે, મુર્ખે, રોગીએ તથા ઉપનયન સંસ્કાર રહિત પુરુષે અગ્નિહોત્રમાં હોમ કરવો નહી. અને જો અગ્નિમાં હોમ કરે તો તેઓ નર્કમાં પડે છે, અને તેઓ જેના વતી હોમે છે, તે પણ નરકમાં પડે છે; માટે જે બ્રાહ્મણ શ્રોત કર્મમાં કુશળ હોય અને સર્વ વેદ ભણેલો હોય તેનેજ આગ્નિહોમમાં હોતા થવું. વળી મુંડકોપનિષદમાં કહ્યા મુજબ જે અગ્નિહોત્ર દર્શ, પૌર્ણમાસ, ચાતુમાસ્ય, આગ્રયણ, અતિથિ, હોમ, વૈશ્વદેવ, એમાં અવિધિ વડે હોમેલુ અગ્નિહોત્ર સપ્તમ પર્યંતના લોકોનો નાશ કરે છે. વળી જે અગ્નિહોત્રી બ્રાહ્મણ પોતાની પાસે સંપત્તી હોવા છતાં અગ્નિનું આધાન લઈને પ્રજાપતિ જેના દેવતા છે, એવા ઘોડાનું દાન દેતો નથી તેને અ-ગ્નિયાધાનનું ફળ મળતુ નથી વળી અગ્નિહોત્રી બ્રાહ્મણ ઇચ્છા પૂર્વક અગ્નિમા સાંજ સવાર જો હોમ આપે નહી તો તેણે એક માસ ચાંદ્રાયણ વ્રત કરવું. કારણ અગ્નિહોમનો લોપ કરવો તે વીરહત્યા (પુત્રહત્યા) સમાન ગણાય છે. અને જે બ્રાહ્મણની પાસે પોષ્ય વર્ગના પોષણને માટે ત્રણ વર્ષ સુધી ચાલે તેટલુ અથવા તેના કરતાં વધારે અન્ન હોય, તે બ્રાહ્મણે સોમ યાગ કરવો.

પરંતુ તે કરતાં ઓછુ દ્રવ્ય છતા પણ જે બ્રાહ્મણ સોમ યજ્ઞ કરે છે તો તેને પ્રથમ કરેલા સોમ યજ્ઞનુ પણ ફળ મળતું નથી.

હાલને પ્રસંગે ઉપર બતાવેલી સર્વ બાબતો પળે એમ નથી. કારણ કે, પરદેશ કાર્ય પ્રસંગે જવુ પડે, અને ત્યાં ગામ અગર શેહેરમાં એખલોજ અગ્નિહોત્રી હોય તો કોણ આહુતિ આપે ? વળી રોગે પિડાય તો શુ કરે ? તે અગ્નિહોત્રી જો ગામ ગયો હોય, અને ઘરનાં સર્વ ઉપલી બાબતો સમજે નહીને ઉલટ પાલટ કરે તો નર્કે પડે કે નહી વારૂ ? પૈસા ઘરમાં પ્રથમ હોય અને અગ્નિહોત્ર લે, પછી પૈસાનો નાશ થાય; તો શું કરે ? ઘોડાનું દાન પણ ન થાય. અને સોમ કરવાને પણ ઉપલી અડચણો ત્થા પશુબંધમાં પણ અનેક આવે છે. તે બીજરૂપ પશુઓ નાશ થાય, પૈસા ન મળે, તો, પછી શુ કરે ? એટલે બેશક કોઇની, તો કોઇ, અડચણ છેજ. તો પછી મુંડકોપનિષદ્દમાં કહ્યા મુજબ ક્રમ તુટવાથી તેઓ સપ્ત પર્યંતના લોકોનો નાશ કરે છે. અને સ્મૃતિ આધારે નર્કમાં પડવું પડે છે.

વળી પશુ બંધમાં અનેક આપતિ છે. બીજરૂપ પશુ જવાથી નિર્ધન થવાય, તેથી સંકોચ થાય, સોમ યાગમાં પણ ઘણી આપતિ છે કોઇ શંકા કરે હાલ શું આપતિ છે ? તેનો પ્રત્યુતર

न तस्मिन्धारभेदूण्डं धार्मिकः पृथ्वीपतिः ।
क्षत्रियस्य हि बालिश्याद्ब्राह्मणः सीदतिक्षुधा ॥

**અર્થ**—હાલ પરદેશી પરધર્મિ રાજ્યો છે અને તમે ભુખે મરો ત્યારે, તમારો યજ્ઞ અપૂર્ણ રહે ત્યારે, અને તમારા પોષવા યોગ્ય મનુષ્યનું પોષણ અટકે અને વખતે ખાવાનું નહી મળવાથી

તમે કોઈ પણ બીજા મનુષ્યોની ઉપર બળાત્કાર કરી તેની વસ્તુ ગૃહણ કરો, વા–લઇલો તો તમને હાલમાં રાજ્ય કર્તા રાજાઓ છોડશે કે ? " અને પૂર્વે એવુ ચાલતુ હતુ કે" બ્રાહ્મણ આજીવિકાને સારૂ ચોરી અને બળાત્કાર કરે; તોપણ ધર્મનિષ્ટ રાજાએ તેને શિક્ષા કરવી નહી. કારણ કે, બ્રાહ્મણો ક્ષત્રિઓની મુર્ખતાને લીધે ક્ષુધાથી સીદાય છે. પરંતુ હાલમાં જો એવું કરશો તો અવશ્ય સજાને પાત્ર થશોજ.

આ ઉપલી કહેલી આપત્તિ જોતા, કરો તો હિંસા, મધ, માંસ રહિત કરો તો સારૂ કારણકે, " **धर्मांचाप्यसुखोदर्कं लोक विक्रुष्ट मेवच ।** " જો ધર્મનુ પરિણામ દુઃખરૂપ હોય તથા લોકમાંનિંદાને પાત્ર થઇ પડે તેવો હોય તો તે ધર્મનો પણ ત્યાગ કરવો; તદ્રૂત છે અને વળી કહ્યું છે કેઃ—

**अग्निहोत्रं गवालम्भं सन्यासं पैतृके पलम् ।**
**देवरा च सुतोत्पत्तिः कलौपंच विवर्जयेत् ॥**

**અર્થ**—અગ્નિહોત્ર, વિવાહમાં ગૌવધ, ૨ સંન્યાસ, ૩ માંસથી શ્રાધ, ૪ દિયરથી સુતોત્પત્તિ એટલા વાના આ યુગમાં વર્જીત અર્થાત્ હાલ કરવાના નથી માટે ન કરવા આ સર્વ સમજી હાલના બ્રાહ્મણો અગ્નિહોત્ર, ઘણોક ભાગ લેતા નથી. અને લે છે. તો તે હિંસા, મધ, માંસ વર્જીત કરી કુષ્માંડાદિ અન્ય પદાર્થેથી કરે છે. અને તેનુ પ્રમાણ બ્રાહ્મણના અગ્નિહોત્ર પદ્ધતિમાં છે, તે પ્રમાણે સમજી લેવો. હાલ મોટા મોટા શેહેરમાં કવંચીન એક બે ત્રણ અગ્નિહોત્રીઓ ભાગ્યે જોવામાં આવે છે.

(૧૬ શંકાના પ્રશ્ન)

**एह्येहीति तमाहुतयः सुवर्चसः सूर्यस्य रश्मिभिर्यजमानं वहन्ति प्रियां वाचमभिवदन्त्योऽर्चयन्त्य एष वः पुण्यःसुकृतो ब्रह्मलोकः॥**
**॥ मुण्डकोपनि० १ खंड २ क० ६**

શબ્દાર્થ—યજ્ઞને અગ્નિ હોત્રની જે આહુતિઓ છે તે પ્રકાશમાન આહુતિઓજ આવો" "આવો" એમ (યજમાનવા—યજ્ઞ કરનાર જેવા અગ્નિ હોત્રી) તેને બોલાવતાં કહે છે કે, આ આપના પુન્યરૂપ સુકૃતોનું ફળરૂપ બ્રહ્મ લોક (છે એવી) પ્રિયવાણી બોલતી પુજન કરતી યજમાનને સુર્યના કિરણો વડે વહન કરે છે. અને સ્વર્ગમાં લઈ જાય છે, તો તેનું પુનઃ જન્મમરણું છે કે નહી? ॥૧॥ આ કર્મો કયારે વિસ્તાર પામ્યા? ॥૨॥ અર્થાત્ કયારે લોકો વિસ્તારથી કરવા લાગ્યા અને કયારે નિષેધ થયો અને વિશ્રાંતિ પામ્યા? ॥ ૩ ॥ માંસ, મદ્ય, નિષેધ અર્થાત્ ત્યાજયનું પ્રમાણુ શું છે અને વ્રત કેવુ તે કહો ? ॥૪॥

**(૧૬ સમાધાન વા ઉત્તર)** ૧ હા તેઓ સ્વર્ગમાં જાય છે. પરંતુ તેનું પુનરાગમન (પુનઃજન્મમર્ણ)અહી થાય છે. એમ શાસ્ત્રમાં કહ્યું છે, તે એ કે.

**अविद्यायामन्तरे वर्तमानाः स्वयं धीराःपंडितंमन्यमानाः ॥**
**जङ्घन्यमानाः परियन्ति मूढा अन्धेनैव नीयमाना यथाऽन्धाः॥८॥**

अविद्यायां बहुधा वर्तमाना वयं कृतार्था इत्यभिमन्यन्ति बालाः॥
यत्कर्मिणो न प्रवेदयन्ति रागात्तेनातुराः क्षिणलोकाश्च्यवन्ते॥९॥
सुकृतेऽनुभूत्वेमं लोकं हीनतरं चाविशन्ति ॥१०॥ चतुर्थपाद॥
मुण्डकोपानि० ॥खं०॥ २ क० वा० मंत्र ॥८॥९॥१०॥

अथ ये यज्ञेन दानेन इति ब्रहदारण्योपनिषद् ॥
॥ अ० ६ ॥ ब्रा० क० वा० मंत्र ॥१८॥१६॥

तदेतत्सत्यं मन्त्रेषु कर्माणी कवयोयान्य पश्यंस्तानित्रेतायां
बहु धासन्ततानी ॥ मु० खं० १ कं० १

"कलौ निषेधः" पारासरादिस्मृतो निषेधः ज्ञेयम् ॥
अजाहिङ्कारोऽवयः प्रस्तावोगाव उद्गीथोऽश्वाः प्रतिहारः
पुरुषो निधनमेता रेवत्यः पशुषु प्रोताः ॥१॥

सय एवमेता रेवत्यः पशुषु प्रोता वेद पशुमान्भवति सर्वमायु
रेति ज्योग्जीवति ॥

महान्प्रजया पशुभिर्भवति माहान्कीर्त्या पशुन्ननिन्देत्तव्द्रतम् ॥
छा० उ० ॥ २ ॥ इति प्रपाठक २ खंड ॥१८॥

लोम हिङ्कारस्त्वक प्रस्तावो मांऽसमुग्दीथोऽस्थि प्रति हारो मज्जा निधनमेतद्यज्ञोयज्ञीयमङ्गेषु प्रोतम् ॥१॥

स य एवमेतद्यज्ञाय ज्ञीयमङ्गेषु प्रोतं वेंदाङ्गी भवति नाङ्गेन विहुर्छति सर्वमायुरेति ज्योग्जीवति महान्प्रजया पशुभिर्भवति महान्कीर्त्या संवत्सरंमज्ज्ञोनाश्नीया तदवृत्तमज्ज्ञोनाश्नी यादितित्रा ॥२॥ प्रपाठ० ॥खंड ॥१२॥

स्तेनो हिरण्यस्य सुरांपिबंश्च गुरोस्तल्पमावसन्ब्रह्महा
चैते पतन्तिचत्वार पंचमश्चामरंस्तैरितिः ॥
छांदोग्य उपनिषद्
समुत्पत्तिं च मांसस्य वधबन्धौ च देहिनाम् ।
प्रसमीक्ष्य निवर्तेत सर्वमांसस्य भक्षणात् ॥४९॥
मनु० अ० ५ ॥ श्लो. ४९ ॥

प्लावा ह्येते अदृढा यज्ञरूपा अष्टादशोक्तमवरं येषुकर्म ।
एतच्छ्रेयो येऽभिनन्दन्ति मूढा जरामृत्यु ते पुनरे वापियान्ति ।७।
मु० उ० मु० ॥१॥ कं ॥७॥

અર્થ—તેમાં એટલે આ યજ્ઞ નિવાહક અઢાર વિનાસી (ને) અદ્દઢ (છે) ને તેને આસરે કર્મ કર્યું છે, તથા જેઓમાં કનિષ્ટ કર્મ

છે, તેથી તે વિનાશ પામે છે, જે આ અવિવેકીઓ આ કર્મ શ્રેયસ છે. એમ જાણીને હર્ષ પામે છે તેઓ પુનઃ જરા મૃત્યુને પામે છે. અર્થાત આ "(યજ્ઞ કર્મ સોળ ઋત્વિજ અને યજમાન તથા યજમાન પત્ની મળી અઢાર વિનાશી અસ્થિર આ કર્મના આ શ્રય રૂપ છે, એમ શાસ્ત્રમાં કહ્યું છે વળી કનિષ્ટ એવું એકલું કર્મ છે. તેથી કર્મના એવા અઢાર આશ્રય વડે સાધ્ય જે કર્મ તે ફળ સહિત વિનાશ પામે છે; જે જે અવિવેકીઓ આ કર્મથી મોક્ષ મળે એમ જાણીને હર્ષ પામે છે તેઓ કેટલો કાળ સ્વર્ગમાં રહીને પુનઃ જરા મૃત્યુ પામે છે ॥૭॥ અવિદ્યાને વિષે અંતરમાં વર્તના છતાં પોતાને બુદ્ધિવાન અને પંડીત માનનારા (તે) તે અવિવેકીઓ અસંત પિડા પામતા (છતા) પરિભ્રમણ કરે છે, જેમ આંધળાથીજ દોરી જવાતા આંધળાઓ અર્થાત્ પોતે વસ્તુનાએ અતિ અવિવેકીઓ જરા અને રોગાદિક પીડા પામતા વિશ્વમાં ચોગરદમ (ચારેકોરે) ભમે છે. જેમ આંખોથી રહિત માણસો વડે જેમને માર્ગો બતાવવામાં આવે છે, એવાં આંધળાઓ રસ્તો ન જડવાથી ખાડા, કાંકરા, અને કાંટામાં પડે છે; તેમજ તે મુંઢો સંસારમાં પડે છે. વળી અજ્ઞાનીઓ અવિદ્યામાં બહુ પ્રમાદે રહેતા (છતા અમે કૃતાર્થ (છીએ) એમ અભિમાન કરે છે. જેથી કર્મ કરનારા રાગથી જાણતા નથી તેથી. દુઃખી થયા છતા ક્ષીણ ફળવાળા પુન્ય ઘટવાથી પડે છે. તેઓ સ્વર્ગની ઉપરના સ્થાનમાં ભોગના સ્થળમાં કર્મફળનો અનુભવ લઇને આ લોકને પામે છે. અર્થાત્ આ લોકમાં અથવા એનાથી હીન લોકમાં જન્મ મરણ ભોગવે છે,

૧ વળી બ્રહદારણ્યોપનિષદ્‌માં કહ્યું છે, કે, દેવયાન તથા પિતૃયાન (ધૂમ માર્ગ) એમ બે માર્ગોનું વર્ણન કર્યું છે, તેમાં પહેલો જે દેવયાન તેમાં જેઓ નિષ્કામ છે. અને અરણ્યમાં શ્રદ્ધા પુર્વક તપશ્ચર્ણું કરીને પરમાત્માની ઉપસના કરે છે. તેઓ દેવયાનમાં જાય છે, તેનો પુનઃજન્મ મર્ણું નથી. અને જેઓ સકામ છે, યજ્ઞ, યાગ, દાન કર્મ કરનારાઓ છે તેઓ ધૂમ માર્ગમાં જઇને સુખ ભોગવે અને ત્યાં પુન્ય ક્ષિણ થયા પછી પાછા મૃત્યુ લોકમાં ફરી ફરીને અવતરે છે.

વળી ન્યાય સુત્રમાં એવું છે કે, **दुःख जन्म प्रवृत्ति दोष मिथ्या नानामुत्तरो तरा पायो वर्गाः न्यायः दः अ १. अहानिक १. सु० २.**

**અર્થ**—અવિદ્યાથી દોષની ઉત્પતિ દોષથી પ્રવૃતિ, પ્રવૃતિથી જન્મ થાય છે. અને દુઃખ થાય છે. માટે અવિદ્યાનો નાશ થયાથી (વા કરવાથી) બીજા કલેશો ઉત્તરોત્તર નાશ થઇ ત્રિવિધ દુઃખનો નાશ થાય છે. અને તેથી મોક્ષ થાય છે, તદ્દત હિંસા મદ્ય માંસ વ્યભીચાર મિથ્યા સ્ત્રીસંગ પ્રવૃતિ કરનાર છે, અને તે સહ જે કર્મ કરવામાં આવે છે અર્થાત્ હિંસા, મદ્ય માંસવાળા કર્મ કરવા એ મિથ્યા જ્ઞાન અર્થાત્ અવિદ્યા, દોષ પ્રવૃતિ કરનાર છે અને તે પુનઃ પુનઃ જન્મ મર્ણાદિ દુઃખ કરનાર છે. માટે એ હિંસા, મદ્ય, માંસ તજવાથી ઉત્તરોત્તર બીજા કલેશો ( તથા કેટલાંક સંસારના ઉપજતાં દુઃખો ) પણ નાશ થાય છે. અને હિંસા, મદ્ય, માંસ, વ્યભિચાર, વૃથા સ્ત્રી સંગ ત્યાગ કરવાથી મોક્ષ પ્રાપ્તી થાય છે. એમ ઉપલી સમજથી સર્વ મનુષ્યોએ સમજવું. ાારાા ( સર્વ કર્મો માટે એવું છે કે, ) મંત્રોમાં કર્મો તે સત્ય જેને બુદ્ધિમાનો દેખતા હવા, તે

ત્રેતામાં ( અર્થાત્ ત્રેતા યુગમાં ) બહુ પ્રકારે પ્રવૃત થયાં ઋગ્વેદાદિકનાં નામવાળા મંત્રોમાં જે અગ્નિ હોત્રાદિ કર્મો છે. તે આ ઇષ્ટ ફળના સાધન હોવાથી વ્યવહારિક સત્ય છે. મંત્રો વડે પ્રકાશ પામેલાને કર્મોને બુદ્ધિવાન વશિષ્ટાદિ પોતાના નિર્મળ હૃદયમાં જોતા હવા. તે વેદ વિહિત તે ઋષિઓ વડે દેખાયલા કર્મો પ્રાયશઃ ત્રેતા યુગમાં કર્મિષ્ટો વડે કરતાં છતાં બહુ પ્રકારે પ્રવૃત થયાં.

આ ઉપરથી અગ્નિ હોત્રાદિ કર્મ અને હિંસા, મદ્ય, માંસ એ ત્રેતા યુગમાં ઘણાં વિસ્તાર પામવાથી, તેમાં સર્વ જ્ઞાનિઓને ઘણો પરિચય થવાથી દોષ માલમ પડયો, ॥૩॥ તેથી તેજ યુગને અંતે પારા સરાદિ સર્વ મુનિઓએ કલિયુગમાં નિષેધ કર્યો છે. જેના દાખલાઓ ગઇ શંકા સમાધાનમાં કહ્યાં છે. માટે અહિં શ્લોકાધાર કહ્યો નથી તે મુજબ સમજવા. અર્થાત્ જે યુગમાં ઉપજ્યા તેજ યુગમાં નાશ થયા એવું ભાષે છે.

કોઈ શંકા કરે કે એમ તે હોય ? ઋષિ મુનિ વચન તે ફરે ? તેનો પ્રત્યુત્તર કે, જ્યારે જ્યારે ગુન્હા વધારે બને છે ત્યારે ત્યારે કંઇ કંઈ સખ્તાઇ આધુનિક કાયદાઓમાં થાય છે. અને નવી રૂલો બદલાય છે. તદ્દત ઋષિ મુનિઓએ કર્યું છે. તે વાતો સર્વ સિદ્ધ સમજવી. આ સર્વ જોતા હિંસા માંસ, મદ્ય પણ ત્રેતામાં ઉપજીને વિસ્તારાઈ અને તે તે કાળમાં દોષવાન ગણી સર્વ ઋષિ મુનિઓએ કાઢી નાંખ્યા છે. માંટે કોઇ મનુષ્યોએ આ વખતમાં બીલકુલ કરવા જેવું શાસ્ત્રો-માં નથી. તેમ વહિવટ પણ ભંગ થયો છે. માટે સર્વે મનુષ્યોએ હિંસા, માંસ, મદ્ય, વ્યભિચાર, વૃથા સ્ત્રી સંગનો અવશ્ય ત્યાગ કરવો.

૪ ( પ્રત ) હવે પશુઓની દૃષ્ટિ વડે રેવતિ સામનુ ઉપાસન

કહેવાય છેઃ-અકરિ હિંકાર ( છે. ) ઘેટિઓ પ્રસ્તાવ ( છે. ) ગાયો ઉદ્દગીથ ( છે, ) અશ્વો પતિહાર ( છે, ) ને પુરૂષ નિધન (

આ રેવતિ (સામ) પશુઓમાં સ્થિત છે જે એવી રીતે રેવતિ (સામ) ને પશુઓમાં સ્થિત ઉપાસે છે તે પશુ વાળો થાય છે, સર્વ આયુષ્યને પામે છે. તથા કીર્તિવાન થાય છે પશુઓને ન નિંદે તે વ્રત છે. એ પ્રમાણે પ્રપાઠક (૨) ખંડ (૧૮) તાત્પર્ય દિપીકા પુરી થઇ. પશ્ચાત્ લોમ હિંકાર છે, ત્વચા પ્રસ્થાવ છે, માંસ ઉદ્દગીથ છે, અસ્થિ પ્રતિહાર છે. ને મજ્જા નિધન (છે.) ૧ જેઓ એવી રીતે આ યજ્ઞા યજ્ઞિય (સામ) ને અંગોમાં ઉપાસે છે. તે (સમગ્ર) અંગો વાળો થાય છે. (હાથ પગાદિ) વડે કુટિલ (ઠુઠો પાંગળો ઇત્યાદિ) થતો નથી, સર્વાયુષને પામે છે, ઉજવળ (થઇને) જીવે છે, પ્રજાઓ વડે ને પશુઓ વડે મહાન થાય છે, તથા મહાન કીર્તિવાળો થાય છે, જો તે પુર્વે માંસ મત્સ્ય ખાતો હોય તો અર્થાત્ નિત્ય માંસ મત્સ ખાવાના વહિવટ વાળાએ ન ચાલે તોએ વર્ષ માંસ મત્સ્ય ન ખાય તે વ્રત છે અને તે સર્વદા માંસ મત્સ્ય ન ખાય એવું વ્રત છે. તે પાળવુ જોઇએ અને માંસ મત્સ્ય ખાવા નહીજ. ન પળે એવું હોય તોએ અમુક વળી દિન નિયમ અવસ્ય રાખવા અને માંસ મત્સ્ય નજ ખાવાં.

વળી છાંદોગ્યોપનિષદ પ્રમાણે "**सुरांपिबन्**" સુરાપાન કરનાર તથા તેની સાથે સંસર્ગ (સહવાસ) રાખનાર માહા પાતકી જાણુવા અર્થાત્ દારૂ પીનાર સાથે ઉભા રહેવું નહી, તો પછી મદ્ય (વા દારૂ) વપરાયજ કેમ ? વળી "**सुरा वै मलमन्नानां**" **मनु अं० ११ श्लो० ९३**

**અર્થ**—„સુરા (દારૂ) અન્નના લોટમાંથી બને છે. માટે તે

અન્નનો મળ કહેવાય છે. અર્થાત્ અનાજ વીગેરે કોહવડાવીને પછી મદ્ય કાઢેલો હોય છે. માટે તે મળ કહેવાય છે. અને મળ તે પાપનું નામ છે; માટે બ્રાહ્મણાદિ વર્ણે સુરા ત્યાગ કરવો તેમ મનુસ્મૃતિ અધ્યાય પાંચમાના શ્લો૦ ૪૮ બનાવ્યુ છે કે, માંસ વિર્ય અને રૂધિરમાંથી ઉત્પન્ન થાય છે. તેનો તથા દેહધારી પ્રાણીના વધનો તથા તેના બંધનરૂપી ક્રુર કર્મનો વિચાર કરીને સર્વ પ્રાણીઓનું માંસ ભક્ષણ કરવું નહી. તદ્દત સમજી હિંસા, માંસ, મત્સ, મદ્ય, ત્યાગ રૂપી વ્રત મહાન છે. તે માટે સર્વ મનુષ્ય માત્રોએ તે પાળવું.

(**૧૭ શંકાવા પ્રશ્ન**) ત્યારે તેવી રીતે પિતૃ યાન વા માર્ગમાં મદ્ય, હિંસા, માંસરહિતથી જવાય કે નહી ? (એટલે સ્વર્ગમાં યજ્ઞ યાગાદિ કરનાર જાય છે તેજ પ્રમાણે પરંતુ માંસ હીંસા, મદ્ય રહિત છે? તેવું કર્મ શું?) અને તેમ જવાય તેવું કર્મ શુ તે કહો ? ૧ મોક્ષ માર્ગ કેટલા, ૨ અને યજ્ઞયાગાદિ ન કરે તો બીજું શું કરે તો તેવું અગર તેથી પણ અધિક શ્રેષ્ટ કર્મ ફળ હોય તે કહો ? ૩

(**૧૭ સમાધાન વા–ઉ-૧૨**) હા જેમાં હિંસા, મદ્ય, માંસ ન વાપરે ને એ માર્ગે જવાય એવાં ઘણાં કર્મો છે અને તેમાંના કેટલાક મહાન શ્રેષ્ટ માર્ગને પમાડે એવાં છે જે સર્વ સંક્ષિપ્ત માત્ર કહું છું.

**स यः कामयेत महत्प्राप्नुयामित्युदगयन आपूर्यमाणपक्षस्य पुण्याहे द्वादशाहमुपसद्व्रती भूत्वौदुम्बरे कꣳसेचमसे वा सर्वौषधं-फलानीति संभृत्य परिसमुह्य परिलिप्याग्निमुपसमाधाय परिस्तीर्यावृताज्यꣳ सꣳस्कृत्य पुꣳसा नक्षत्रेण मन्थꣳ संनीय जुहोति यावन्तो देवास्त्वयि जातवेदस्तिर्यञ्चो घ्नन्ति पुरुषस्य**

कामान् ॥ तेभ्योऽहंभागधेयं जुहोमि ते मा तृप्ताः सर्वैः कामैस्तर्पयन्तु स्वाहा ॥ या तिरश्ची निपद्यतेऽहं विधरणी इति ॥ तां त्वा धृतस्य धारया यजे सꣳराधनिमहꣳ स्वाहाइत्यादिसर्वम् ॥ १-२-३ पर्यंतज्ञेयं ॥ तथा चकंडि० ४-५-६ प्रमाणं कर्मकुर्यात् वंशकथनं ॥ तꣳ हैतमुद्दालक आरुणीर्वाजसनेयाय याज्ञवल्कयायान्तेवासिन उक्त्वो वाचापि य एनꣳ शुष्के स्थाणौ निषिञ्चेज्जायेरञ्छाखाः परोहेयुः पलाशानिति ॥ ७-८-९-१०-११-१२ पर्यंत इतिज्ञेयम् ॥ धान्यादि कितस्य प्रमाणम् ॥ चतुरौदुम्बरो भवत्यौदुम्बरः श्रुव औदुम्बरश्चमस औदुम्बर इध्म औदुम्बर्या उपमन्थन्यौ दशग्राम्याणी धान्यानि भवन्ति ब्रीहियवास्तिलमाषाअणु प्रियंङ्गवो गोधूमाश्च मसुराश्च खल्वाश्च खलकुलाश्च तान् पिष्टान्दधनि मधुनि धृत उपसिञ्चत्याज्यस्य जुहोति ॥१३॥ इतिषष्टाध्याये तृतियं श्रीमन्थ ब्राह्मणम् ॥ ब्रहदारण्योपनिषद् ॥ अ० ६ ब्रा० ३ मन्थनामः कं १ प्रथमात् त्रयोदश पर्यंतं ज्ञेयम् ।

१ અર્થ—જે 'કર્માધિકારી ગૃહસ્થ હું મહાન થાઉં એમ ઇચ્છા કરે અર્થાત્ જે હું મહાન થઈ દક્ષિણ માર્ગ (ધૂમમાર્ગ) માં એટલે યજ્ઞ યાગાદિ કર્મ કરનાર મોક્ષે જાય છે ત્યાં જાઉં એવી ઇચ્છા કરે તેઓ-એ' ઉત્તરાયણમાં સુકલ પક્ષના કર્મ સિદ્ધ કરનારા જે પવિત્ર દિવસોમાં કર્મ કરવા ઇચ્છે તેથી પુર્વ પવિત્ર દિવસે આરંભ કરવો અને બાર દીવસ પર્યંત ઉપસદ્વ્રત વાળો એટલે દુધ પીને રહેવાના વ્રતવાળો થઈ, ઉમરાના કરેલાં કંસમાં " (ગોળાકાર પાત્રમાં) " વા

ચસમમાં ( ચમસાકાર પાત્રમાં ) ડાંગરાદિ ધાન્ય સર્વૌષધિ તથા ફળો ઈત્યાદિ સારી રીતે ભરી પછી પરિસમુહન તથા પરિલેપન કરી અગ્નિને સમીપ સ્થાપન કરી પૂર્વ ભણી વા ઉત્તર ભણી અગ્ર રહે એમ દર્ભોને તેની સર્વ ભણી પાથરી, સ્થાલી પાકમાં કહેલી રીતે ધીને સંસ્કાર કરી, ( હસ્તાદિ એટલે પુસ્ય, હસ્ત, પુનરવશુ, અભિચાત્ત, અનુરાધા, અશ્વિની, એ નક્ષત્રોને ) ( " પુરૂપ નક્ષત્રો કહે છે " ) તે નક્ષત્રે યુક્ત પવિત્ર દિવસે સર્વૌષધિ આદિના લોટને ગોળાકાર પાત્રમાં વા ચમસાકાર પાત્રમાં, દહિ, મધ, ધી વડે પલાળીને, એક નાના મંથન દંડ વડે મંથન કરી ( ઉમરાના ) શ્રુવ ( સર્વા વડે સંસ્કાર કરેલા ધીને ગ્રહણ કરીને આ મંત્રો વડે હોમેઃ—હે સર્વજ્ઞ ! તમારે (આધિન) જેટલા દેવો વક્ર બુદ્ધિવાળા ( હોઇ ) પુરૂપના (મારા) ઇચ્છિત વિષયો પ્રતિ બંધ કરે છે, તે દેવો માટે હું ધીનો ભાગ હોમું છું. (તમારામાં અર્પણ કરૂં છું.) તે દેવો તૃપ્ત થઇને સર્વ ઇચ્છિત વિષયો વડે મને પ્રસન્ન કરો સ્વાહા. હે જાતવેદ ? કુટિલ મતિવાળી ( થઇને ) ' હું ( જસર્વને ધારણ કરનારી (છુ") એમ (માનીને) તમારો આશ્રય કરીને રહેલી છે, તે સર્વ સાધનવાળી શક્તિને ધીની ધારા વડે પુંજુ છું. સ્વાહા. ॥ ૧ ॥ એજ મુજબ કંડી. ૨—૩ મુજબ (૧૩) તેર આહુતિઓ પછી કંડી. ૫—૬ પુનઃ=પુનઃ=આહુતિઓ એવું કંડી—૬ પર્યંત કર્યા પછી વંશનો જપ કરે, તે વંશ કહે છેઃ—તે આ મંથન સંબંધના કર્તવ્યનો પ્રસિદ્ધ અરૂણના પુત્ર ઉદ્દાલક, વાજસનિના પૂત્ર યાજ્ઞવલ્કય નામના પોતાના શિષ્યને ઉપદેશ કરીને બોલ્યાઃ—" જે પ્રાણોપાશક આ (ભક્ષણ માટે કહેલી રીતે સંસ્કાર કરેલા મંથ)ને સુકા ઠુંઠામાં (નાખે વા મારે વા ઠોકે તો) પણ ડાળો ઉપજે ને પાંદડાં

પુટે ઇાત ॥ ૭ ॥ અને એજ પ્રમાણે રૂષિઓએ પોતાના શિષ્યોને કહ્યું છે. તે કંડી ૮-૯-૧૦-૧૧-૧૨ સુધીમાં વંશ છે. અર્થાત્ તે કર્મોના વખાણ શિષ્યો આગળ કહ્યા છે, ઇતિ૦ા અને મંથ કર્મની જ્ઞાનની પ્રાપ્તિમાં પુત્રને શિષ્યમાં પ્રિય હોય તેને અને પાત્ર હોય તેને અધિકારી ગણ્યા છે ॥ ૧૨ ॥ અને આ કર્મમાં દ્રવ્ય ધાન્ય વીગેરેનું પ્રમાણ કડી. ૧૩ તેરમાં છે તેમાં કહ્યું છે કે, ઉમરાના (૪) વાના થાય છે. ઉમરાનો સરવો ૧ ઉમરાનો ચમસ, ૨ ઉમરાના સમીધ, ૩ ઉમરાના બે નાના મંથન દંડો, ૪ મંથના ઉપાદાન ભૂત ૪ છે. અને ગ્રામ્ય ધાન્યો (૧૦) દશ છે, ડાંગર, ૧ જવ, ૨ તલ ૩ અડદ ૪ ચોણો, ૫ કાંગ, ૬ ઘઉં, ૭ મશુર, ૮ વાલ, ૯ ને કળથી, ૧૦ એ દશ ધાન્યો ત્થા ફળો ગ્રહણ કરવાના છે. તેઓના કરેલા લોટને પાત્રમાં નાંખી દહી, મધ, ઘીમાં પલાળીને પછી ઘીની આહુતીઓ હોમે. "( આ સર્વ સંબંધ જાણવા કહ્યું છે, )" એ પ્રમાણે દક્ષિણ માર્ગને પમાડનાર કર્મ છે, અને સર્વત્ર કાળો એટલે ચતુર્યુગ કરવા યોગ્ય કર્મ છે. માટે સર્વ ગૃહસ્થોએ કરવાને માટે કોઇ જાતનો બાધ નથી. તેમ અગ્નિહોત્રાદિ દીર્ઘ કાળની ખટપટ પણ નથી, તેથી આ તેનાથી પણ વધૂ સાર સમજી મે કહ્યું છે.

આમાં રહેલી ન્યુનાધિક સર્વ હકીકતો કરનાર પુરૂષોએ બ્રહદારણ્યોપનિષદ્ અધ્યાય છઠામાં શ્રીમંથ નામનો (૩) ત્રીજો બ્રાહ્મણ છે ત્થા શ્રી સામવેદીય છાંદોગ્યોપનિષદ્ પ્રપાઠક (૫) ખંડ (૨) કંડી કા. ૩-૪-૫-૬-૭-૮ બીજો ખંડ પુરો થતાં સર્વ કર્મ પૂરૂ થાય છે, તેમાં કહ્યા મુજબ કરવું. તેમાં કહ્યા મુજબ યથાયોગ્ય કરવાથી મોક્ષે જવાય છે, અને નિત્ય કડાકુટ કરતાં આ સેહેલો માર્ગ છે.

૨ મોક્ષ માર્ગ પ્રમાણ—

**द्वे सृती अशृणवं पितृणा महन्देवानां मुतमर्त्यानाम् ॥**

**ताभ्यामिदं विश्वमेजत्समेति यदन्तरा पितरम्मातरञ्च ॥**

**यजु० अ० १९ ॥ मं० ४७ ॥**

**અર્થ**—મોક્ષ સુખના બે માર્ગ તેમાનો એક પિતૃયાન તથા બીજો દેવયાન અર્થાત્ પિતૃયાન એટલે યજ્ઞ, યાગ, દાન વીગેરે કર્મ કરનારાઓ જાય છે તે અને દેવયાન બીજો જેમાં અરણ્યમાં શ્રદ્ધા-પૂર્વક તપશ્ચર્યા કરીને પરમાત્માની ઉપાસના કરનારનો છે, અને તેઓ દેવયાનમાં જાય છે અને તે ફરીફરીને જન્મ મર્ણ નહી પામતા તેઓ અખંડ સ્વર્ગમાં રહે છે. અને પિતૃયાન એટલે યજ્ઞ, દાન, યાગ, કરવાથી જેઓ સ્વર્ગમાં જાય છે, તેઓનુ પુન્ય હોય ત્યાંસુધી દેવતામાં દેવો થઈ સુખ ભોગવે છે અને પુન્ય પુરૂ થવાથી પાછા સારી વા નઠારી યોનીમાં કર્માનુસાર જન્મ મર્ણ વારંવાર પામે છે. અને તેમજ અશ્વમેધવાળાઓ પણ કલ્પ પુરો થયે જન્મ મરણ પામે છે એવું ઉપનિષદોમાં પણ કહ્યું છે. જે નિવૃતિવાળા કર્મો કરે છે, તે અવતાર લેતા નથી. અને પ્રવૃતિવાળાઓ પુનઃ પુનઃ અવતરે છે. અને એ બે માર્ગોને જે સમજતા નથી. તેતો સ્થાવરાદિ વૃક્ષયોનિ કીડા, પતંગીયાનો અવતાર ધારણ કરે છે અને વારંવાર જન્મ મર્ણ આ લોકમાં ભોગવ્યા કરે છે.

તદ્વત જો પ્રવૃત્તિરૂપ હિંસા, મદ્યપાન, માંસ ભક્ષ, વ્યભિચાર, વૃથા સ્ત્રીસંગ કરે છે તે પુનઃ પુનઃ જન્મ મર્ણ પામે છે. અને નિવૃત થવાથી અર્થાત્ ત્યાગ કરવાથી અખંડ સ્વર્ગમાં રહે છે.

૩ વળી બીજું શું કર્મ કરવાનું વા તેથી ઉત્તરોત્તર અધિક શ્રેષ્ટ

કર્મોનું દિગ્દર્શનઃ—મનુ૦ અ૦ ૩ શ્લોક ૮૦, ૮૧, અ૦ ૪ શ્લોક ૨૧ ૨૩ ૨૫ અ૦ ૩ શ્લોક ૭૪ માં કહે છે કેઃ—

ऋषयः पितरो देवा भूतान्यतिथयस्तथा ।
आशासते कुटुम्बिभ्यस्तेभ्यः कार्यं विजानता ॥ ८०
स्वाध्यायेनार्चयेदृषीन्होमैर्देवान्यथाविधि ।
पितॄन् श्राद्धैश्च नॄनन्नैर्भूतानि बलिकर्मणा ॥ ८१
ऋषियज्ञं देवयज्ञं भूतयज्ञं च सर्वदा ।
नृयज्ञं पितृयज्ञं च यथाशक्ति न हापयेत् ॥ २१
वाच्येके जुह्वति प्राणं प्राणे वाचं च सर्वदा ।
वाचि प्राणे च पश्यन्तो यज्ञनिर्वृतिमक्षयाम् ॥ २३
ज्ञानेनैवापरे विप्रा यजन्त्येतैर्मखैः सदा ।
ज्ञानमूलां क्रियामेषां पश्यन्तो ज्ञानचक्षुषा ॥ २५
जपोऽहुतो हुतो होमः प्रहुतो भौतिको बलिः ।
ब्राह्मं हुतं द्विजाग्र्यार्चा प्राशितं पितृतर्पणम् ॥ ७४

અર્થ " સર્વ ગ્રહસ્થોએ, ઋષિઓ, પિતરો, દેવ, પ્રાણીઓ અને અતિથીઓ, કુટુંબી એવા ગ્રહસ્થોની પાસેથી વેદાધ્યયન, શ્રાદ્ધ, યજ્ઞ અને ભોજન વિગેરેની આશા કરે છે. માટે વિદ્વાન ગ્રહસ્થોએ તેઓને ઉદ્દેશીને પાંચ મહાયજ્ઞ કરવાં, સ્વાધ્યાય વડે ઋષિઓનુ, હોમ વડે દેવોનું, શ્રાદ્ધ વડે પિતૃઓનું, અન્ન વડે મનુષ્યોનું તથા બળી વડે પ્રાણીઓનું વિધિ પૂર્વક પૂજન કરવુ. ( અર્થાત્ સંતોષવા ) તેમજ સ્નાતક બ્રાહ્મણે પણ ઋષિયજ્ઞ (વા સ્વાધ્યાય) દેવયજ્ઞ (વા વૈશ્વદેવ)

ભૂતયજ્ઞ અર્થાત્ ભૂતબલી એટલે પ્રાણી માત્રને સંતોષવા. મનુષ્યયજ્ઞ (વા અતિથિસત્કાર) પિતૃયજ્ઞ (વા શ્રાદ્ધ) આટલા યજ્ઞો યથાશક્તિ કરવા; પરંતુ તેનો ત્યાગ કરવો નહી*

## "માનસિક યજ્ઞો"

કેટલાંક યજ્ઞના અનુષ્ટાનની વિધિને જાણનારા પુરૂષો આ મહાન યજ્ઞો કરતા નથી. પરંતુ જ્ઞાનેંદ્રિયોને નિષેજ હોમ કરે છે. અર્થાત્ ઇંદ્રિઓને અગ્નિરૂપ ગણીને તેમાં વિષયોનો હોમ કરે છે અને તે બ્રહ્મવેત્તા ગૃહસ્થો, વાણીમાં અને પ્રાણમાં જે હોમ કરવામાં આવે છે, તે અક્ષય છે; એમ જાણીને વાણીમાં પ્રાણનો હોમ કરે છે, અને પ્રાણમાં વાણીનો હોમ કરે છે.

કોઇ શંકા કરે એ શુ ? તો સમજાવું છું કે:—સ્વાધ્યાય (વેદપાઠ) કરતી વેળાએ પ્રાણની વૃતિઓ વાણીમાં લય થાય છે માટે સ્વાધ્યાય અર્થાત્ વેદ પાઠરૂપ વાણી યજ્ઞમાં પ્રાણનો હોમ કર્યો કહેવાય છે. એમ દ્વિજવર્ણે સમજવું અને વેદના અધિકાર સિવાયની વર્ણોએ પ્રભુનું વાણી વડે ઉચ્ચારણ કરવું. અને પ્રભુનુંજ મનન રાખવું. અને મનવૃતિ રોકવી. તદ્ગત કરવું. તેનુ નામ વાણીમાં પ્રાણનો હોમ

---

* વેદ અધિકારી પુરૂષે કરવું. તેમ વેદ ભણવાનો નહી અધિકાર હોય તેણે પણ પંચ મહાયજ્ઞો કરવાં. વેદ અધિકારીએ વેદમંત્રથી અને સ્ત્રી તથા શુદ્રે પુરાણ મંત્રે વા નામમંત્રે આહુતીઓ અગ્નિમાં આપવી. અને વૈશ્વદેવ કરવો. અધિકારીએ વેદ ભણવા અને નહિ અધિકારી હોય તેણે પુરાણના શ્લોકો ભણવાને સ્વાધ્યાય કરવો, બીજું સર્વઉપર મુજબ કરવું વૈશ્વદેવ કરવાથી માણસ માત્રનું પાપ જાય છે. તથા પંચ મહાયજ્ઞો કરવાથી સર્વ પાપથી મુક્ત થવાય છે.
મ૦ અ૦ ૩ શ્લો૦ ૬૭-૬૮

સર્વ મનુષ્યોએ સમજવો. હવે પ્રાણમાં વાણીનો હોમ એટલે પ્રાણાયામ કરતી વેળાએ પ્રાણમાં વાણીનો લય થાય. તે પ્રમાણે દ્વિજવર્ણે પ્રાણાયામ કરવો. અને બીજાઓએ શ્વાસોશ્વાસ ન ચાલવા દેતાં મનમાં પ્રભુ નામોચ્ચારનું રટણ કરવું અને શ્વાસ રૂંધવો. તેનું નામ પ્રાણમાં વાણીનો હોમ સમજવો, અને તે પ્રમાણે યજ્ઞ કરવો એ કોઈ દિવસ ક્ષય ન થાય એવો નિર્બાધ યજ્ઞ વગર પૈસે થાય એવો છે. માટે સર્વ મનુષ્યોએ કરવો. આ કરવાને માટે વેદ શ્રુતિ પ્રમાણ:—

**" तद्यत्रैतदधीते वा भाषते वा वाचि तदा प्राणो भवति ॥ तथा च अथ तूष्णीं वा भवति स्वपिति वा प्राणे तदा वाग् भवति ॥**

અર્થ જ્યારે મનુષ્ય વેદાધ્યયન કરે છે, બોલે છે. ત્યારે વાણીમાં પ્રાણનો લય થાય છે: અને જ્યારે પ્રાણાયામ કરે છે, વા મૌન રહે છે વા સુવે છે ત્યારે વાણીનો પ્રાણમાં લય થાય છે. તે પ્રમાણે સર્વ માનસિક યજ્ઞો છે, આ સમજી કેટલાંક બ્રહ્મનિષ્ટો એટલે બ્રહ્મનિષ્ટ ગૃહસ્થો જ્ઞાનરૂપી દ્રષ્ટિવડે, જ્ઞાનની ઉત્પતિ સ્થાન છે, આમ જાણીને સદા આત્મ જ્ઞાન વડેજ પંચ માહા યજ્ઞો કરે છે. (મનુ૦ અ૦ ૪ શ્લોક ૨૧–૨૩ ૨૫ સુધી)

વળી કેટલાંક ૧ અહુત, ૨ હુત, ૩ પ્રહુત, ૪ બ્રાહ્મહુત અને ૫ પ્રાશીતને પાંચ માહા યજ્ઞ કહે છે " (તેની સમજ) " ગાયત્રી જપને અહુત, ।૧। અગ્નિમાં કરેલા હોમને હુત, ।૨। પ્રાણીઓને આપેલાં બળીને (ખાવાનુ આપવાને) પ્રહુત, ।૩। વેદ શાસ્ત્ર સંપન્ન બ્રાહ્મણોની પુજાને બ્રાહ્મહુત, ।૪। કહે છે, અને ઉદકથી (જળથી) કરેલાં પિતૃ તર્પણને પ્રાશીત, ।૫। કહે છે. આ સર્વ મનુષ્યોએ કરવા

જોઇએ. "વેદ અધીકારીને ગાયત્રી જપ કરવો. અને અન અધીકારી, પોતપોતાના ઇષ્ટદેવનો જપ કરવો. અર્થાત્ પ્રભુના નામરૂપ જપો કરવાં."

॥ गायत्री जप ॥

सहस्रकृत्वस्त्वभ्यस्य, बहिरेतत्त्रिकं द्विजः ।
महतोऽप्येनसो मासात्त्वचेवाहिर्विमुच्यते ॥७९॥
योऽधीतेऽहन्यहन्येतांस्त्रीणि वर्षाण्यतन्द्रितः ।
स ब्रह्म परमभ्येति वायुभूतः खमूर्तिमान् ॥८२॥
क्षरन्ति सर्वा वैदिक्यो जुहोतियजतिक्रियाः ।
अक्षरं दुष्करं ज्ञेयं ब्रह्म चैव प्रजापतिः ॥८४॥
ये पाकयज्ञाश्चत्वारो विधियज्ञसमन्विताः ।
सर्वे ते जपयज्ञस्य कलां नार्हन्ति षोडशीम् ॥८६॥
जप्येनैव तु संसिध्येद्ब्राह्मणो नात्र संशयः ।
कुर्यादन्यन्न वा कुर्यान्मैत्रो ब्राह्मण उच्यते ॥ ८७

मनु० अ० २ श्लो० ७९-८२-८४-८६-८७

**અર્થ**—જે દ્વિજનગર કે ગામની બહાર, જળાશયની સમીપમાં ૐकार, વ્યાહૃતિ તથા ગાયત્રી મંત્ર આ ત્રણેનો એક હજાર જપ કરે છે, તો સર્પ જેમ કાંચળીથી મુક્ત થાય છે, તેમ તે દ્વિજ મોહા પાપમાંથી મુક્ત થાય છે. જે પુરૂષ ( દ્વિજ ) આળસનો ત્યાગ કરી ત્રણ વર્ષ સુધી ગાયત્રીનો જપ કરે છે, તે મરણ પછી વાયુરૂપ થાય છે, ( મરજીમાં આવે ત્યાં જઈ શકે છે ) તથા આકાસના જેવો વ્યાપક થઇને પરબ્રહ્મને પામે છે. ॥ ૮૨ ॥

**एकाक्षरं० इति० अ० २ श्लोक ८३,**

ઉઁકાર એ પરબ્રહ્મ છે ( તેનોજ જપ કરવાથી પરબ્રહ્મને પામે છે ) પ્રાણાયમ એ મોટું તપ ગણાય છે, ગાયત્રી કરતાં બીજો કોઇ મંત્ર ઉત્તમ નથી; તેમજ મૌન રહેવા કરતા સત્યભાષણ શ્રેષ્ટ ગણાયછે૧૮૩૧૧ વિધિ યજ્ઞો એટલે દર્શ,પૌર્ણ માસ વીગેરે યજ્ઞો કરતાં જપ દશ ગણો ઉત્તમ છે, ઉપાંશું જપ એટલે પાસે બેસનારો પણ ન સાંભળે એ જપ સો ગણો ઉત્તમ છે. તથા માનસિક જપ એટલે હોઠ હાલે નહી તેમ મનમાં કરેલો જપ હજાર ગણો ઉત્તમ છે ॥૮૫॥ અને કર્મ યજ્ઞો (અગ્નિહોત્રમાંના કહેલા તે) સહિત જે ચાર પાક યજ્ઞો (વૈશ્વદેવ, બળી કર્મ, નિત્યશ્રાદ્ધ, અતિથિભોજન) છે, તે સર્વ જપ યજ્ઞની સોળમી કળા જેટલા પણ થવાને યોગ્ય નથી. ॥૮૬॥ અને વેદમાં કહેલી હોમની તથા યાગની સર્વ ક્રિયાઓ ને તેનાં ફળ સ્વર્ગાદિ લોક પણ નાશવંતછે, એમ જાણવું. માત્ર એક ઉઁકારને અવિનાશી જાણવો અને તે પરબ્રહ્મ તથા પ્રજાપતિનું સ્વરૂપ છે. ॥૮૪॥ "તદન સમજી તેનો જપ અતિ ઉત્તમ છે. અને જે કોઇ જપે છે તે જન્મ મર્ણ પામતો નથી, અને સ્વર્ગમાં રહે છે. અને યજ્ઞ યાગાદિ સર્વ ક્રિયાઓથી પુનઃ પુન્ય પુરૂ થયે પુનઃ જન્મ મર્ણ થાય તે કારણથી ઉઁકાર જપ કરવાથીજ મુક્તિને પામે છે, એમાં સંદેહ નથી. પછી તે યજ્ઞ યાગાદિ કરે કિંવા ન કરે; કારણ કે, યાગાદિ ક્રિયામાં ઉપયોગી એવા પશુઓનો તથા બીજનો વધ વિગેરે ન કરવાથી અથવા ગાયત્રી વડે મિત્ર (જે સૂર્ય) નો ઉપાસક હોવાથી મૈત્ર (સ્નેહ ભાવ રાખનાર] કહેવાય છે. ॥૮૪॥

**॥ श्रेयशकर्म ॥**

**वेदाभ्यासस्तपोज्ञानमिन्द्रियाणां च संयमः ।**
**अहिंसा गुरुसेवा च निःश्रेयसकरं परम् ॥ ८३**

सर्वेषामपि चैतेषामात्मज्ञानं परं स्मृतम् ।
तद्ध्यग्र्यं सर्वविद्यानां प्राप्यते ह्यमृतं ततः ॥८५॥
इह चामुत्र वा काम्यं प्रवृत्तं कर्म कीर्त्यते ।
निष्कामं ज्ञानपूर्वं तु निवृत्तमुपदिश्यते ॥८९॥
प्रवृत्तं कर्म संसेव्य देवानामेति साम्यताम् ।
निवृत्तं सेवमानस्तु भूतान्यत्येति पञ्च वै ॥९०॥
यथोक्तान्यपि कर्माणि परिहाय द्विजोत्तमः ।
आत्मज्ञाने शमे च स्याद्वेदाभ्यासे च यत्नवान् ॥९२॥

मनु० अ० १२ श्लो० ८३-८५-८९-९०-९२

**અર્થ**—અંગ સહિત વેદનો અભ્યાસ, પ્રાજાપત્યાદિ તપ, પરમાત્માનું જ્ઞાન, ઇન્દ્રિઓનો સયંમ અહિંસા અને ગુરૂ સેવા બ્રાહ્મણને પરમ શ્રેય કરનારા કર્મો છે. ઉંપર કહેલા સર્વ શુભ કર્મોમાં આત્મજ્ઞાનને શ્રેષ્ટ જાણવું; કારણકે, આત્મજ્ઞાન સર્વ વિદ્યામાં શ્રેષ્ટ ગણાય છે. અને તેનાથી મોક્ષ મળે છે ॥ ૮૫ ॥ આ લોકનાં સુખની તથા સ્વર્ગાદિકના સુખની કામના માટે કરવામાં આવતું કર્મ પ્રવૃત કર્મ કહેવાય છે અને દ્રષ્ટ તથા અદ્રષ્ટ ફળની કામના વિના બ્રહ્મજ્ઞાનના અભ્યાસ પૂર્વક કરવામાં આવતુ કર્મ નિવૃતિ કર્મ કહેવાય છે. ॥ ૮૯ ॥ મનુષ્ય પ્રવૃતિવાળું કર્મ સેવવાથી દેવલોકમાં જવાય છે. અને નિવૃતિવાળું કર્મ સેવવાથી શરીરને ઉમત્ન કરનારાં પાંચ ભૂતોને ઉલ્લંઘન કરીને મોક્ષને પામે છે. ॥ ૯૦ ॥ ઉત્તમ બ્રાહ્મણ શાસ્ત્રોક્ત અગ્નિહોત્રાદિ કર્મો ન કરી શકે તો તેણે પરબ્રહ્મનું ધ્યાન ઇંદ્રિયોનો વિજય તથા ઉપનિષદાદિ વેદનું અધ્યયન કરવું. ॥ ૯૨ ॥ એ મહાન્ શ્રેયસ્થ કર્મો છે

(૧૮ શંકાવા પ્રશ્ન) તમોગુણી દેવોને માંસ, મદ્ય ચડે છે. તો ત્યાં હિંસા કરવી? કારણ કે એ દેવ તમોગુણી એટલે વેહેલો સ્વર્ગમાં લઈ જાય, અને નર્કે નહી પડિએ, અને મોક્ષ પામીએ.

(૧૮ સમાધાન વા ઉત્તર) ના, ના, સ્વર્ગમાં જવાતું નથી. પરંતુ નર્કમાં જાય છે, કિંતુ મોક્ષ તો મળેજ શાનુ? ભાગવતમાં કહ્યુ છે કે.—

यद्यधर्मरतः सङ्गदसतां वाऽजितेन्द्रियः ।
कामात्मा कृपणो लुब्धः स्त्रैणो भूतविहिंसकः ॥२७॥
पशूनविधिनालभ्य प्रेतभूतगणान्यजन् ।
नरकानवशो जन्तुर्गत्वा यात्युल्बणं तमः ॥२८॥
श्रीमद्भागव० स्क० ॥११॥ अ० ॥१०॥ श्लो० २७–२८

અર્થ—પ્રવૃતિ બે પ્રકારની છે. તેમા શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે કામ્ય કર્મ કરવાને પેહેલી જેનુ ઉપર વર્ણન કહી ગયા. હવે મહાન અધર્મની બીજી પ્રવૃતિનો આ પ્રશ્ન છે. તેનુ પ્રમાણુ ઉત્તરના ઉપલા શ્લોક પ્રમાણે એ છે કે, નીચ પુરૂષના સંગથી અથવા તો ઈંદ્રિઓને આધિન થવાથી અધર્મ માર્ગમાં પ્રીતીવાળો વિષય પરાયણ, કૃપણ, લાલચુ, સ્ત્રી લંપટ અને પ્રાણીઓની હિંસા કરનારો પુરૂષ સંસારના સુખોની લાલસાથી કુશાસ્ત્રોક્ત વિધિનો ત્યાગ કરી, પશુઓને મારી તેનાથી ભૂત, પ્રેતઆદિ અને તમોગુણી દેવતાનુ યજન કરી. પરતંત્રપણે મહાન ભયાનક નર્કમાં પડે છે. અને ત્યાં પાપનું અતિ દુઃખ જે પ્રાણીઓને માર્યા હોય તેવું પ્રાણી તેને મારવારૂપ પુનઃ પુનઃ દુઃખ આપે છે. પછી પાપ પુરૂં થએ નર્કમાંથી છુટી પાછો ઝાડ વીગેરે સ્થાવર યોનીમા અવતાર ધારણ કરે છે.

* ભાગ० ૧૧ શ્લોક ૨૭-૨૮ ॥ અધ્યાય ૧० ॥

**(૧૯ શંકાવા પ્રશ્ન)** વંશ પરંપરાની ચાલી આવેલી રૂઢી હોય, એવા સીતા યજ્ઞ વિવાહ યજ્ઞ વિગેરેમાં હિંસા કરીએ તેમાં શું?

**(૧૯ સમાધાન વા ઉત્તર)** ના તેમ કરવુ નહી. કારણકેઃ—

**कुर्याद्घृतपशुं सङ्गे कुर्यात्पिष्टपशुं तथा ।**
**न त्वेव तु वृथा हन्तुं पशुमिच्छेत्कदाचन ॥३७॥**
**यावन्ति पशुरोमाणि तावत्कृत्वोह मारणम् ।**
**वृथापशुघ्नः प्राप्नोति प्रेत्य जन्मनि जन्मनि ॥३८॥**

**मनु० अ० ॥५॥ श्लो० ३७-३८॥**

**અર્થ** વેદોમાં નહી પરતુ વંશપરંપરાની ચાલતી રૂઢીઓથી કરવામાં આવતા સીતાયજ્ઞ, વિવાહ યજ્ઞ વિગેરે યજ્ઞમાં અર્થાત્ વિવાહ અને બીજા કાર્યોમાં ઘીના અથવા લોટના પશુ આકૃતિઓ બનાવવી પરંતુ વૃથા અર્થાત્ મીથ્યા એવી હિંસા પશુઓની કદાપી ન કરવી ॥ ૩૭ ॥ જેઓ એ રીને વૃથા પશુની હિંસા કરે છે. તે પશુના શરીરપર જેટલા રૂવાં ( વાળો વા રૂવાંટાં ) હોય છે. તેટલીવાર મર્ણ, પામ્યા પછી જન્મ ધરીને પ્રત્યેક જન્મમાં તેઓ પશુને હાથે મરણ પામે છે ॥ ૩૮ ॥

---

* **हिंस्रो वृषलवृत्तिश्च गणानां चैव याजकः**

**मनु० अ० ३ श्लो० १६४ उत०**

**અર્થ** હિંસા કરનાર, શુદ્રવૃતિ કરનાર. વિનાયક, ભૈરવ, વીગેરે તમોગુણી દેવોનુ યજન કરનાર સાથે બેસી જમવું નહી અર્થાત પંક્તિ પાવન નથી એમ ધિકારેલા છે.

( ૨૦ શંકાવા પ્રશ્ન ) બ્રહ્મચારીએ મદ્ય, માંસ, હિંસા, તથા સ્ત્રી સંગ, વ્યભિચાર કરવો કે નહી ?

( ૨૦ સમાધાન વા ઉત્તર )

**वर्जयेन्मधु मांस० याज्ञवल्क्यवचन ॥**

**वर्जयेन्मधु मांसं च गन्धं माल्यं रसान्स्त्रियः ।**

**शुक्तानि यानि सर्वाणि प्राणिनां चैव हिंसनम् ॥१७७॥**

**व्रतवद्देवदैवत्ये पित्र्ये कर्मण्यथर्षिवत् ।**

**काममभ्यर्थितोऽश्नीयाद्व्रतमस्य न लुप्यते ॥१८९॥**

**मनु० अ० ॥२॥ श्लो० १७७-१८९**

**અર્થ**—બ્રહ્મચારીઓએ મદ્ય, માંસ, સ્ત્રીસંગનો ત્યાગ કરવો એવું યાજ્ઞવલ્કયઋષીએ કહ્યું છે અને વળી મનુસ્મૃતિ પ્રમાણે બ્રહ્મચારીઓએ મદ્ય, માંસ, ચંદનાદિ સુગંધિ દ્રવ્ય. પુષ્પો, રસો, સ્ત્રીઓ, સર્વ જાતના આથાઓ તથા પ્રાણી માત્રની હિંસા આ સર્વે ત્યાગ કરવા. ॥૧૭૭॥ યજ્ઞયાગાદિમાં તથા શ્રાદ્ધમાં બ્રહ્મચારીને ભોજનને માટે નિમંત્રણ ( નોતરૂ ) કર્યું હોય તો તેણે દેવકાર્યમાં વ્રતધારિની પેઠે અને પિતૃકાર્યમાં ઋષિની પેઠે ભોજન કરવું. અર્થાત્ માંસ ભોજન કરવું નહી. અને દેવકર્મમાં તથા પિતૃકર્મમાં એક ઘરનું ભોજન કરવાથી (જમવાથી) બ્રહ્મચારીનું વ્રત ખંડિત થતું નથી. એ પ્રમાણે માંસ, મદ્ય, હિંસા સ્ત્રીસંગને ત્યાગ કરવાં. અને નૈષ્ટિક બ્રહ્મચારીએ તો દર્શણ, ભાષણ, સંગારરસ વાંચવાં વિગેરે સર્વ સ્ત્રીઓના ત્યાગ કરવાં.

(૨૧ શંકાવા પ્રશ્ન) ત્યારે વાનપ્રસ્થોનું મદ્ય, માંસ વીગેરેનું શું છે?

( ૨૧ સમાધાન વા ઉત્તર )

**वर्जयेन्मधु मांसं च भौमानि कवकानि च ॥**
**भूस्तृणं शिग्रुकं चैव श्लेष्मातकफलानि च ॥**
**मनु० अ० ॥६॥ श्लो० ॥१४॥**

**અર્થ**—વાનપ્રસ્થ થયેલા પુરૂષે મદ્ય, માંસ, મીંદડાની બલી, ગોજીહ્વા, સરગવો. ગુંદાં ખાવાં નહી. અને અગાડી નિર્ણય થયો છે તે મુજબ પુત્ર નહિ હોય તો, અને પૂત્રની ઇચ્છા હોય તો, અને સ્ત્રીને અટકાવ ગયો નહી હોય તો, ( એટલે ઋતુસ્ત્રીને આવતો હોય તો. ) ગઇ શંકા (૧૩) સમાધાન ૧૩ પ્રમાણે બે રાત્રિ સ્ત્રીસંગ કરવો. વા બ્રહ્મચર્ય પાળવું પરંતુ વ્યભિચાર, વૃથા સ્ત્રીસંગનો ત્યાગ કરવો. અને હિંસા પણ ન કરવી અગ્નિહોત્ર લીધું હોય ને વનમાં જાય તેનો નિર્ણય શંકા ૧૫ સમાધાન ૧૫ માં કહી ગયા છીએ તે મુજબ મુની અન્નથી કરવું. પરંતુ હિંસા વીગેરે સર્વ ( માંસ, મદ્ય, વ્યભિચાર વૃથા સ્ત્રીસંગ)નો ત્યાગ કરવો. અને સર્વને ત્યાગનો બોધ કરવો.

**(૨૨ શંકા વા પ્રશ્ન:)** સંન્યાસીનું કેમ ?

**(૨૨ સમાધાન વા ઉત્તર)**

**अल्पान्नाभ्यवहारेण रहःस्थानासनेन च ।**
**ह्रियमाणानि विषयैरिन्द्रियाणि निवर्तयेत् ॥५९॥**
**इन्द्रियाणां निरोधेन रागद्वेषक्षयेण च ।**
**अहिंसया च भूतानाममृतत्वाय कल्पते ॥६०॥**
**मनु० अ० ॥६॥ श्लो० ५९–६०**

**અર્થ**— સંન્યાસીએ અલ્પ અન્નનોજ આહાર કરવો. અને વિષયમાં ખેંચાતી ઇંદ્રિયોને પોતાને વશ રાખવી અને એકાંતમાં વાસ કરવો. ઇંદ્રિયોનો નિરોધ કરવાથી, રાગદ્વેશનો ક્ષય કરવાથી, અને પ્રાણીઓની હિંસા ન કરવાથી, પુરૂષ મોક્ષ સુખ પામે છે.

**दृष्टिपूतं न्यसेत्पादं इति.॥ मनु० अ० ॥६॥ श्लो० ॥४६॥**
દ્રષ્ટી વડે શુદ્ધ કરેલી ભૂમીપર પગ મુકવો, અર્થાત્ કીડી, મંકોડી વીગેરે ઝીણા જીવજંતુ ન મરે તે સમાલી ચાલવું એમ હિંસાને જાળવવી, તથા અન્ન થોડું ખાવું, જળ ગાળીને પીવું. તો પછી પ્રવૃતિ-રૂપ માંસ, મધ, તો અવસ્ય નજ ખવાય, પીવાય, સ્ત્રીનો પણ ત્યાગ છે. કારણ કે, એ મોક્ષગામિ માર્ગવાળા છે. માટે એમણે ત્યાગવાં અને બીજાને પણ ત્યાગનો બોધ કરવો. અને સર્વ મનુષ્યોની પાસે હિંસા, માંસ, વ્યભિચાર, વૃથા સ્ત્રીસંગ પ્રવૃત્તિ છોડાવવી, મોક્ષ માર્ગે દોરવવા એજ તે માહાન્ શ્રીનું કર્તવ્ય છે.

**(૨૩ શંકા વા પ્રશ્ન:)** બીજા ભેખધારીત્યાગિઓએ એટલે ગૃહસ્થી સાધૂઓનું શું ?

**(૨૩ સમાધાન વા ઉતર)** ગૃહસ્થિ સાધુ. ગોસાઇ વીગેરે ત્યાગી-ઓએ વાનપ્રસ્થ મુજબ વર્તવું. અને મધ માંસ હિંસા, વ્યભિચાર, વૃથા સ્ત્રીસંગનો ત્યાગ કરવો. અને બીજાઓને તે મુજબ ઉપદેશ કરવો; એ તેમનું કરતવ્ય કર્મ છે.

તથા ત્યાગી સાધુઓએ સંન્યાસી પ્રમાણે હિંસા, માંસ, મધ, સ્ત્રીનો ત્યાગ કરવો; અને બીજાને પણ ત્યાગ કરવાનો ઉપદેશ કરવો.

**(૨૪ શંકા વા પ્રશ્ન)** બ્રાહ્મણોથી વેદાધ્યયન માંસ ભક્ષી થાય કે ? અને તેણે શું કરવું. ?

**(૨૪ સમાધાન વા ઉત્તર)**

**कृतोपनयनस्यास्य व्रतादेशनमिष्यते ।**
**ब्रह्मणो ग्रहणं चैव क्रमेण विधिपूर्वकम्॥**
**मनु० अ० २ श्लो० ॥ १७३॥**

**नाधीयीतामिषं जग्ध्वा० इति० ॥ मनु अ० ४ श्लो० ॥११२॥**

**અર્થ**—બ્રાહ્મણોએ પોતાના પૂત્ર તથા શિષ્યને ઉપનયન સંસ્કાર કર્યા પછી વેદાધ્યયન કરવા માટે બ્રહ્મચર્યને લગતા મહાનામ્ની, આદિત્વ, સાવિત્ર તથા મધ, માંસ વિગેરે ત્યાગરૂપી વ્રતોનો. ઉપદેશ કરવો અને ક્રમવાર વિધિપૂર્વક વેદ ભણવવો. માંસ ભક્ષણ કરીને વેદાધ્યયનની "(વેદ ભણવાની)" સર્વ શાસ્ત્રકારોની નાજ છે. અને સ્ત્રીમાં ચીત્ત રહેવાથી વિદ્યા યાદ રહેતી નથી. કારણ કે સરસ્વતિ દેવી, બ્રહ્મચારી વ્રત પાળવાવાળી છે. માટે સંભોગથી દુર રહે છે. તદ્વત સમજી મધપાન, હિંસા, માંસભક્ષ. સ્ત્રીસંગનો ભણનાર પુરૂષોએ ત્યાગ કરવો. અને એ ઉપદેશ, આચાર્ય (મેહેતાજી વા માસ્તર) પિતા, માતા, તથા સતજનોએ શિષ્ય, પુત્ર, અને સર્વ સ્ત્રી પુરૂષને કરવો.

(**૨૫ શંકાવા પ્રશ્ન:**) સર્વનું એટલે બ્રાહ્મણ, ક્ષત્રી, વૈસ્ય, વીગેરેનું કહ્યું તો શુદ્રનું શું ?

**( ૨૫ સમાધાન વા ઉત્તર )**

**अहिंसा सत्यमस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।**
**एतं सामासिकं धर्मं चातुर्वर्ण्येऽब्रवीन्मनुः ॥६३॥**

**(श्राद्धकर्मातिथेयं च० इति०) ॥ मनु० अ० १० श्लो० ॥६३॥**

**ब्राह्मणार्थे गवार्थे वा देहत्यागोऽनुपस्कृतः ।**
**स्त्रीबालाभ्युपपत्तौ च बाह्यानां सिद्धिकारणम् ॥६२॥**
**धर्मेप्सवस्तु धर्मज्ञाः सतां वृत्तमनुष्ठिताः ।**
**मन्त्रवर्ज्यं न दुष्यन्ति प्रशंसां प्राप्नुवन्ति च ॥१२७॥**

**यथा यथा हि सद्वृत्तमातिष्ठत्यनसूयकः ।**
**तथा तथेमं चामुं च लोकं प्राप्नोत्यनिन्दितः ॥१२८॥**
**शूद्रस्तु वृत्तिमाकाङ्क्षन्क्षत्रमाराधयेद्यदि ।**
**धनिनं वाप्युपाराध्य वैश्यं शूद्रो जिजीविषेत् ॥१२१॥**
**विप्रसेवैव शूद्रस्य—विशिष्टं कर्म कीर्त्यते इति० ॥१२३॥**
**मनु० अ० १० श्लोक ६३ ६२ १२३ १२७ १२८ १२१**

**અર્થ**—અહિંસા, સત્ય, અસ્તેય, શૌચ, ઇંદ્રિયોનો નિગ્રહ આચારે વર્ણનો મુખ્ય સંક્ષિપ્ત (ટુંક) ધર્મ છે. અને શ્રાદ્ધ કરવું, અતિથી સત્કાર, દાન, અસ્તેય, સરળતા, પોતાની સ્ત્રીમાં પ્રજાની ઉત્પત્તિ કરવી, અને કોઇની ઇર્ષા ન કરવી એ ચારે વર્ણના મનુષ્ય માત્રનો ટુંકમાં ધર્મ છે. તદ્દન સમજી મનુષ્ય માત્રે હિંસાનો ત્યાગ કરવો. ॥૬૩॥

બ્રાહ્મણ, ગાય, સ્ત્રી, બાળકની રક્ષા કરવા માટે નિષ્કામપણાથી કરેલો પ્રાણનો ત્યાગ પ્રતિલોમ જાતિની પ્રજાને પણ ઉત્તમ જાતિમાં જન્મ આપે છે. ( શુદ્ર તેમ કરવાથી સ્વર્ગે જાય છે. ) ॥૬૨॥ શંકા "**नशुद्रेपातकं**" શુદ્રને પાતક નથી. તો પ્રત્યુત્તર કે, **न धर्मात्प्रतिषेधनम्**" "**उभयवचनं ॥ मनु० अ० १० श्लो० ॥१२६॥ पूर्व—पश्चात्**" ધર્મ કર્મ કરવાનો નિષેધ પણ નથી. માટે ધર્મ જાણનારા શુદ્રોએ ધર્મ સંપાદન કરવાની ઇચ્છાથી સત્પુરૂષોના આચાર પાળે છે, તથા મંત્ર ભણ્યા વિના પાક યજ્ઞાદિ કરે તો તેને દોષ લાગતો નથી. પરંતુ તે મહાન પ્રશંશાપાત્ર થાય છે. અર્થાત સર્વ માણસોમાં મહાન વખણાવા યોગ્ય થાય છે. અને શુદ્ર ઇર્ષા કર્યા વગર જેમ જેમ સદાચાર " એટલે હિંસા, મદ્ય, માંસ,

વ્યભિચાર, વૃથા સ્રીસંગ ત્યાગ," એવો સદાચાર પાળે ત્યારે સર્વ માણસોમાં વખણાય છે. માટે જેમ જેમ શુદ્રો વ્રતો (વા નીયમો) પાળે છે. તેમ તેમ તે લોકોમાં પ્રસંશાપાત્ર (એટલે વખણાય) છે. અને આ પ્રવૃત્તિ રૂપ કર્મો સજે છે તો તે આ લોકોમાં ઉત્તમ ગણાય છે અને મર્ણ પછી પરલોકમાં જાય છે. ( સ્વર્ગમાં જાય છે. )

શુદ્રે બ્રાહ્મણની સેવા કરવાથી જો આજીવિકા ન ચાલે તો તેણે ક્ષત્રીની, વૈસ્યની સેવા કરી ગુજરાન કરવું. અને સ્વર્ગમાં જવા માટે તો બ્રાહ્મણનીજ સેવા કરવી; અને તે સર્વ વર્ણોએ પોતાના ભોજન કરી રહ્યા પછી વધેલું અન્ન આપવું, અને તેજ ખાઇ આનંદમાં રહેવું. તો પછી ઉપર પ્રમાણે બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈસ્યોએ ખાવું, પીવું નહી. તો શુદ્રને મળે શાનું ? તો પછી હિંસા, માંસ. મદ્યનો ત્યાગજ છે. અને બીજા સ્ત્રી સંબંધી નિયમો ઉપર પ્રમાણે અને વ્યભિચાર કરવાનુ પણ નથી.

(**૨૬ શંકાવા પ્રશ્ન**) ત્યારે સર્વ સ્ત્રીયોને કેમ આચરવું?

(**૨૬ સમાધાન વા ઉત્તર**) ઉપર સર્વ વર્ણો સારૂ બતાવ્યું છે. તેજ પ્રમાણે તે તે વર્ણોની સ્ત્રીઓએ પણ ચાલવુંજ. અને પોતાનો ભરથાર ન વર્તતો હોય તો એ સ્ત્રીએ પોતાના આત્માના કલ્યાણ સારૂ અને સ્વર્ગ પામવા સારૂ અવસ્ય હિંસા, મદ્યપાન, વૃથા પુરૂષ સંગનો તથા વ્યભીચારનો ત્યાગ કરવો.

કોઇ શંકા કરે ભર્થારની આજ્ઞા પ્રમાણે સ્ત્રીએ ચાલવું એ સ્ત્રીનો ધર્મ છે. માટે તે કહે તો કેમ ? તેનો પ્રત્યુતર વગર વિચારનો દુષ્ટ ભર્થાર હોય તેજ એવી આજ્ઞા કરે. બાકીના તો ન કરે. અને જો કોઇ કહે તું કર તો તેવા પુરૂષોની પાસે સ્ત્રીઓએ તે છંદ છોડે

એવી યુક્તિયો યોજવી. છતાં કહે તો તે ન માનવું; કાંરણકે, એ ધર્મ દુઃખ મોક્ષહાનીનો છે. માટે ન માને તો પાપ નથી પરંતુ એમ કોઈ કરસેજ નહી. કારણ પશુ જાતીમાં પણ ઇર્સ્યા સ્વભાવિક છે. તો મનુષ્યમાં ન હોય? માંસ, મદિરા, ખાવાં પીવાથી સ્રીઓ બેહેકે છે. અને વ્યભિચારાદિ થાય છે. માટે સર્વ સ્રીએ ન કરવું. અને તે પ્રમાણે સ્રી કરશે તો તેના ભરથારને પણ ફાયદો થઇ, તે સતિ સ્રી પતિ સહિત સ્વર્ગે જશે, દાખલા દરેક પુરાણોમાં છે; તથા સતિ ચરિત્રો વાંચશો તો ખાત્રી થશે પુનઃ દાખલોઃ–નાભ સ્વામીની કરેલી ભક્ત માળમાં રામાયણના કરનાર મહાન ભક્ત તુલશીદાસ યમુના નદી ત્રટે રાજાપૂરમા રહેતાં હતાં. તેમને પ્રથમ સ્ત્રીમાં ઘણી પ્રીતિ હતી. અને તે મધરાત્રે યમનાના મહાપૂરમાં થઇને પિયર સ્ત્રી હતી ત્યાં તુળશીદાસ સર્પ લટકતો ઝાલી બારીએથી ચડી સ્ત્રી પાસે ગયા ત્યારે સ્રીએ કહ્યુંઃ–

> **धिक् धिक् धिक् तोहेप्राण पियारे ।**
> **चाम, हाड, अतिनिरत हमारे ॥**
> **ऐसो मनजो लागी रामे ।**
> **तो सुधरत तिहरे सब कामे अ० ६१**

આ વચન તુળસીદાસ સમજી મહાન જ્ઞાની ભક્ત થયા તદ્દત સ્રીઓથી પુરૂષો તરે છે.

(**૨૭ શંકાવા પક્ષ.**) રાજાઓએ શીકાર કરવો (મૃગયા રમવી), દારૂ પીવો, માંસ ભક્ષ કરવો, સ્ત્રોઓ ભોગવવી. કારણકે, લડાઇ વખતે શું કરે? માટે અવસ્ય નિસાન કરતાં શીખવું. દારૂ તો સુરા-

પાન ન પિયે તો શૂર કેમ ચડે? તથા માંસ, સ્ત્રીસંગ ભજે છતાં કેમ ન કરે?

**(૨૭ સમાધાન વા ઉત્તર)** મનુ૦ અ૦ ૭ શ્લોક ૪૭. ૪૬ ૫૦ ૫૧ ૫૨ ૫૩

**मृगयाक्षा दिवास्वप्नः परिवादः स्त्रियो मदः ।**
**तौर्यत्रिकं वृथाट्य च कामजो दशको गणः ॥४७॥**
**कामजेषु प्रसक्तो हि व्यसनेषु महीपतिः ।**
**वियुज्यतेऽर्थधर्माभ्यां क्रोधजेष्वात्मनैव तु ॥४६॥**
**पानमक्षाः स्त्रियश्चैव मृगया च यथाक्रमम् ।**
**एतत्कष्टतमं विद्याच्चतुष्कं कामजे गणे ॥५०॥**
**दण्डस्य पातनं चैव वाक्पारुष्यार्थदूषणे ।**
**क्रोधजेऽपि गणे विद्यात्कष्ट मेतत्त्रिकं सदा ॥५१॥**
**सप्तकस्यास्य वर्गस्य सर्वत्रैवानुषङ्गीणः ।**
**पूर्वं पूर्वं गुरुतरं विद्याद्व्यसनमात्मवान् ॥५२॥**
**व्यसनस्य च मृत्योश्च व्यसनं कष्टमुच्यते ।**
**व्यसन्यधोऽधो व्रजति स्वर्यात्यव्यसनी मृतः ॥५३॥**

અર્થ—મૃગયા, જુગાર, દિવસે નિંદ્રા, પરનિંદા સ્ત્રીસેવા, મદિરાપાનથી થયેલા મદ, નૃત્ય કરવું, ગીત ગાવાં, વાદિત્ર વગાડવા તથા વ્રથા ભટકવું, આ દશ કામથી થનારાં વ્યસનો છે. જે રાજા કામથી ઉત્પન્ન થનારા વ્યસનોમાં આસક્ત થાય છે, તેના ધર્મનો તથા અર્થનો નાશ થાય છે. અને જે રાજા ક્રોધના વ્યસનોમાં આશક્ત થાય છે

તેનુ પ્રકૃતિમંડળ કોપાયમાન થવાથી તે પડેજ નાશ પામે છે. ૪૯ અને તેમાં મદિરાપાન, જુગાર, સ્ત્રીસંગ અને મૃગયા આ કામથી ઉત્પન્ન થનારા ચાર વ્યસનોને ક્રમવાર કામજન્ય માહા દુઃખદાયક જાણવાં ા૫૦ા મારામારી કરવી, વાણીવડે તિક્ષ્ણતા દેખાડવી અને પરાયા અર્થની હાની કરવી, ક્રોધજન્ય વ્યસનોમાં આ ત્રણ સદા દુઃખ દેનારાં છે. ૫૧ ઉપર ગણાવેલા સાત વ્યસનો સર્વ રાજમંડળમાં બહુધા રહેલા હોય છે; તેમાં પછી પછીનાં વ્યસનો કરતાં પૂર્વ પૂર્વનાં વ્યસનને બુદ્ધિમાન રાજાએ વધારે દુઃખદાયક જાણવું. ા૫૨ા કારણકે, વ્યસન અને મૃત્યું એ બેમાંથી વ્યસન એ વધારે કષ્ટ આપનારૂ છે. વ્યસનવાળો પુરૂષ (વા રાજા) મરણ પામે છે. ત્યારે નર્કમાં પડે છે; અને વ્યસન રહિત પુરૂષ (વા રાજા) સ્વર્ગમાં જાય છે. ॥ ૪૭ ॥ ૪૯ ॥ ૫૦ ॥ ૫૧ ॥ ૫૨ ॥ ૫૩ ॥

તદ્રત સમજી સર્વ રાજન્યોએ ( વા રાજાઓએ ) મદ્ય, માંસ, વૃથા સ્ત્રીસંગ, હિંસા વિગેરે (વ્યસનો) મૃત્યુ કરતાં વધુ દુઃખદાયક ગણી ત્યાંજ કરવા, કારણકે:—

પ્રથમ વ્યસનો મદ્યપાન સાત વ્યસનો કરતાં મહાન દુષ્ટ છે. મદ્યપાન કરવાથી મનુષ્યો ગાંડા ન હોવા છતા પૈસા ખરચી પોતાની મેળે ગાંડાં બને છે. મનુષ્ય છતાં પિશાચના જેવાં દેખાય છે તેઓના શરીરનું ભાન રહેતું નથી, લજ્જાશિળ છતાં લજ્જા તજીને નગ્ન થઇ જાય છે. તેની શાસ્ત્રજ્ઞતા તથા બુદ્ધિનો પણ નાશ થાય છે તેને સદ્‌મિત્રો તથા સત્ પુરૂષો ( છોડાવવા ચાહાય છે, અને ન છોડવાથી તેનો ) ત્યાગ કરે છે. અને સુજ્ઞ મનુષ્યો તેનો સંગ કરતા નથી; અને નૃત્ય ગાન, તાનમાં મચ્યાં રહે છે. પોતાની ગુપ્ત વાતો ખુલ્લી કરી દે છે. ડાહ્યા તથા ગંભિર પ્રકૃતિવાળા પુરૂષોની પણ ઉપર પ્રમાણે દશા થવાથી, કેમ અસ્ત્ર શસ્ત્ર ( એટલે હથિયારો ) વાપરવા તેનું ભાનજ

રહે નહી; તો શુરાતન ક્યાંથી ચડે? તો, એ શુરાપાન શાનું???

કોઇ શંકા કરે કે શુરાપાન તો દારૂનુંજ નામ છે? તેનો પ્રત્યુત્તર તેમ નથી. ઉપલું સર્વ જોતા એતો ગાંડા બનાવનારૂ પાન છે.

વેદની શ્રુતિમાં કહ્યું છે કેઃ—

**" द्वाविमौ पुरुषौ लोके सूर्यमंडलभेदिनौ "**
**" संन्यासी योग युक्तश्चयश्च रणेऽभिमुखो हतः" इतिश्रुति ॥**
**" ये युध्यन्ते प्रधनेषु शूरासो ये तनुत्यजः ।**
**ये वा सहस्रदक्षिणास्ताश्च देवापि गच्छतात्"॥ श्रुतिवच०**

આ વચનોમાં કહ્યું છે કે, બે પુરૂષો સ્વર્ગે જાય છે, અને તેમાં એક યોગ યુક્ત સંન્યાશી તથા બીજા યુદ્ધમાં સામા લડી પીઠ ન દેખાડે ને જો મરે, (વા પ્રાણ ગુમાવે) તો તે સુરા સ્વર્ગે જાય છે. અહીં કોઇ શંકા કરે કે, રાજ્યના લોભને માટે યુદ્ધમાં પ્રવૃત થયેલા માણસ (વા પુરૂષ) ને સ્વર્ગ કેમ મળી શકે? તેનો ઉત્તર એવો છે કે, યુદ્ધમાં પોતાનો પરાજ્ય અવસ્ય થશે, એમ જાણતા છતા ધર્મ યુદ્ધથી સામે પગલે ચાલીને ક્ષત્રી ધર્મને માન આપવાથી તેને સ્વર્ગ પ્રાપ્તિ થાય છે અને તેજ પ્રમાણે આજીવિકાને માટે ચાકરી કરનારા ક્ષત્રિઓ પણ યુદ્ધમાં મરે તો તેઓ સ્વર્ગમાં જાય છે. એ વાત વેદશ્રુતિમાં કહેલી છે. જે શૂરા પુરૂષો યુદ્ધ કરીને દેહનો ત્યાગ કરે છે અને જેઓ હજાર ગાયોનું દાન કરે છે, તેઓ દેવ લોકમાં જાય છે. માટે શૂરવીર ક્ષત્રિઓ બીજુ ધર્માચરણ ન કરતાં છતાં પણ પ્રાણનુ પણ કરી શત્રુના પ્રહારથી ફુટેલા માથાંમાંથી પડતા લોહિના બિંદુરૂપી સુરાપાન, વા "(સુરાપાન એટલે સુરા પુરૂષોનુ પાન તે આ, હોં, ભાઇ?)" અમૃત પાન "(અર્થાત્ સુર લડવૈયાઓને પિવાનુ પાન)

તે કરે તો લડાઇનું સુર ચડે છે. માટે આ સુરાપાન કે, લડતાં મસ્તકના ઘામાંથી પડેલાં લોહીનાં બિંદુ મોંમાં પેશે તેજ સુરાપાન. સમજવું." અને તેજ અમૃતપાન એટલે જે કીધાથી મોક્ષ પામે અને તે કરીને સ્વર્ગમાં જાય છે.

એટલે મસ્તકમાં શામા શત્રુનો પ્રહાર વાગવાથી લોહી ઝરે મુખમાં આવે તેથી ક્રોધ ચડે, સુર વ્યાપે તેથી એનુ નામ સુરાપાન; વા "અમૃત પાન. કેમ?" તો, લડાઇમાં સુર ચડે, પાછા પગલાં નહી ફેરવે, સનમુખ લડી પોતાનો પ્રાણ ગુમાવે. (વા મરે) તો, તે સ્વર્ગમાં જાય છે; (અર્થાત્ મોક્ષ પામે છે;) તેથી એ અમૃત પાન.

આ દારૂનુ વ્યસન કરવાથી માહાન કષ્ટ થાય છે અને નર્કે પડાય છે. વળી ભાન સર્વ ભુલવાથી લોકોમાં નિંદાને પાત્ર થાય છે. ચરકાચાર્ય પણ વૈદ્યક શાસ્ત્રમાં લખે છે કે, મદ્યપાન કરનારો પુરૂષ માંસ ભોજન કરે નહી તો તેનુ હ્રદય બળી જાય છે, ક્ષય વિગેરે રોગો થવાથી પીડા પામી મર્ણ પામે છે. શરાપીને માંસાશન (વા માંસ અહાર) કરવો પડે છે. અને મદ્ય તથા માંસ એ બે વ્યસનો ચોટે તે પુરૂષને સ્ત્રીમાં સ્વાભાવિક રીતે આસક્તિ થાય છે. એટલે ત્રણ વ્યસનો એકઠાં થયાં, એટલે ઉત્તરોતર એકઠા થઇ માહા દુઃખ થાય છે. મદ્યપાન કરનારો શરિરનું ભાન ભૂલી જવાથી (મા, બેન, દીકરી, ગુરૂ–પત્નિ સાથે વા બીજી સ્ત્રી સાથે) ગમન પણ વખતે થાય છે; તેમ ભાન ભૂલવાથી કોઇને મારી પણ નાખે છે.

દાખલો:–મદ્યપાન કરવાથી યાદવોના કુટુંબનો પરસ્પર મારા મારીથી નાશ થયો હતો. તે માહાભારતાદિ ઇતિહાસથી જાણી સ-

કીએ છીએ. છતા પણ નહી છોડીએ તો આપણી હાની તદ્દત થશેજ.

માંસ ભોજન કરનારે અવસ્ય દારૂ પિવાની જરૂર છે. કારણકે ન પીએ તો અવસ્ય ઘણાં રોગો ઉપજે છે. તેમ તે લેવાથી શરીરમાં મેદની વૃદ્ધિ થાય છે. અને ફુરતાઇ રહેતી નથી; માટે તે-પણ તજવાં, ન ત્યજે તો મદ્યપાન વીગેરે વ્યસનો વળગી મનુષ્ય દુઃખી થાય, અને મિથ્યા પશુની હાની થાય; અને વનસ્પતિ તથા અન્નાદિ આહારથી જેટલું થાય છે, તદ્દન પણ ન થાય તો માંસ ખાવું એ મિથ્યા પ્રાણીઓની લાલસા (વા મનુષ્યોની લાલચ) લોભ રૂપ અને પ્રવૃતિ રૂપ છે. માટે સર્વથા તજવી, અને ઉપર ઘણું ક-હેવાયું છે તે પ્રમાણે રાજાઓએ પણ સમજવું.

સ્ત્રી સંગથી, રતિલાભ, પ્રજોત્પત્તિ, ધર્મકાર્ય, ઉત્તમ શેવા તથા પુત્રદ્વારા સ્વર્ગ વિગેરે ફળ મળે છે, તોપણ સ્ત્રીઓમાં આશક્તિ રાખવી એ પણ એક વ્યશન ગણાય છે. સ્ત્રીમાં આશક્ત પુરૂષ વિદ્યા ધન પણ મેળવી શકતા નથી. રાજા રાજ્ય ક્રિય બાબતમાં (વા કાર્યોમાં) દ્રષ્ટિ આપી શકતો નથી. અને પરસ્ત્રીમાં પ્રિતિવાળા પુરૂષો-નું તો સર્વસ્વ નાશ પામે છે. તેનું પ્રસિદ્ધ દ્રષ્ટાંત રામ રાવણનુ યુદ્ધ છે. કે જેમાં સિતા નિમિ-તે રાવણના સર્વ કુટુંબનો તથા ધન ભંડાર વિગેરે સર્વસ્વ નાશ થયો હતો. ઘણી સ્ત્રીઓ પરણવાથી પણ પરસ્પર સ્ત્રીઓમાં કલેશ થાય, અને વળી એક વહાલી એક અળખામણી થાય છે. જેથી આપણા ઉપર દ્વેશ થાય છે. અને સંતાનો ઉપર પણ અપ્રેમ પરસ્પર થાય, કારણકે, સોકયોના જેવું બીજું સાલ (વા દુઃખ) બીજુ કોઈ નથી. અને સંતાનોની તથા વખતે આપણી પણ હાની કરે છે. સર્વેશ્વ સ્ત્રીઓનો વિશ્વાસ કરવા લાયક હોય,

તો એ બહુ વિચારી વિશ્વાસ કરવો. અને મેહેલની "( અંતઃપૂરની વા જનાનાની )" દાસીઓથી પણ રાજાએ સાવધ રેહેવું: તથા જે દાસીઓ રાખવી તે સારી અને સદ્ગુણી રાખવી. એ પ્રમાણે સર્વ માહાન્ મનુષ્યોએ ( રાજા અને બીજા દાસ, દાસી રાખનાર લોકોએ ) સાવધ રહેવું. તેમાં અવસ્ય અંતઃપૂર ( વા જનાનામાં ) રહેનારી રાણીઓથી પણ રાજાએ સાવધ રહેવું. તેમ તેઓની ચેષ્ટા પણ તપાસ્યા કરવી. કારણ કે, ઇતિહાસો ઉપરથી જણાય છે કે, ઘણા અસાવધ રાજાઓનો (વા પુરૂષોનો) તેમની (સ્ત્રીએ વા) રાણીઓએ નાશ કર્યો છે.

**દાખલો**—વિદુરથ રાજાની રાણી રાજાથી ઉદાશીન હતી, તેથી તેણે તેના કેશ પાશમાં (ચોટલામાં) છરી છુપાવી રાત્રે રાજાના પલંગપર ( રાણી ) જઇને સમયાનુસાર વખત મળતાં છરીથી રાજાના પ્રાણ લીધાં હતાં. તેમજ કાશી રાજાની રાણીએ પોતાના ઝાંઝર ઉપર ઝેર ચોપડી રાખ્યું હતું, (એટલે વિષયુક્ત ઝાંઝર) અને લાગ મળતાં તેનો ઉપયોગ કરીને કાશી રાજાના પ્રાણ લીધાં હતાં; માટે રાજાઓએ અંતઃપૂરની રાણીઓના ચરિત્રથી ( તેમજ બીજી સ્ત્રીયોના એવાં ચરિત્રથી ) સદાય જાણીતા રેહેવાની જરૂર છે.

મૃગ્યા રમવી એમાં વૃથા પશુઓની, પક્ષિઓની, વીગેરે જીવોની હત્યા થાય છે, અને તેથી માહાન્ દુઃખ પેદા થાય છે; માટે મૃગ્યા રમવી નહી. ( **દાખલો**:– ) મૃગ્યાના પ્રેમથી રાજા દશરથ શ્રવણના વધે કરીને પુત્રોનો વિયોગ કરાવનારા ભયંકર શ્રાપનું પાત્ર થઇ પડયા હતા. તથા મૃગરૂપે થયેલા ઋષિના શ્રાપથી મૃગયા શક્ત પાંડુરાજાના પણ પ્રાણ ગયા હતા. ક્ષણે ક્ષણે ક્રોધ કરીને કોઇને મારવું. એ દંડપાત કહેવાય છે. ઇત્યાદિ રામાયણ, માહાભારતોમાં ઇતિહાસોરૂપ

કથાઓથી સમજવું. કોઈ કહે નિશાન મારતા નહિ આવડે, તેનો પ્રત્યુત્તર એ છે કે, અસલના રાજાઓ એમ કરતાં હતાં કે, એક સ્થંભ પર કલાશિથી મચ્છ ફરતું મુકી તેનાં અમુક અવયવનો વેધ, બાણ વિગેરથી કરતા. (વા નિશાન કરતાં) તેમજ ઝાડનાં ધારેલાં પત્રનો અમુક ભાગ વાયુ બહુ વાય ત્યારે વિધતાં, ઇત્યાદિ અનેક ઉપાયો નિશાનનાં દાખલાઓ મહાભારત્તાદિ ઇતિહાસોમાં મચ્છવેધ, વડવેધ વીગેરે છે. વળી શબ્દ વેધિ થવું હોય તો, ઘણાંક વાસણ મિટિનાં તથા ધાતુના ગોઠવવા આંખે પાટા બાંધવા અગર આડુ ભાળીતે કોઈ પાસે કાંકરા મરાવવી જેણી તરફથી અવાજ આવે તે મુજબ (તિરના બંધુકની ગોળી મારવી.) નિશાન તાકીને મારવું. ઇત્યાદિ અનેક. અ ક યોજનાઓ ઇતિહાસોમાં છે. તદ્ન સમજી તિર. ભૂશડી એટલે તિર અને બંધૂકથી નિશાન મારતાં શિખવું. બીજુ મલ્લયુદ્ધ, ગદાયુદ્ધ, અસિયુદ્ધ. (વા તરવારથીયુદ્ધ) વીગેરે યુધ્ધોની કળાઓ છે. તે પણ શિખવી જે યુદ્ધ કળાઓ ભાગવત, તથા મહાભારત, રામયણોમાં લડાઇઓમાં લખી છે. તદ્ન શિખવી. તથા શકટવ્યુહ, (એટલે ગાડા જેવી લસ્કરની આકૃતિ) ચક્રવ્યુહ. (વા ચક્રજેવિ) પદ્મવ્યુહ. (કમળ) જેવી લસ્કરોની ગોઠવવાની યુક્તિઓ શિખવી. અને પોતાના (સુભટ) સારા સરદારો, તથા પોતાના (સૈન્ય) લસ્કરના સર્વ સિપાઇઓ પાસે પણ શિખવી કરાવવી. અને આમ નિત્ય કરવાથી, પિત, કફ આદિ શરિરમાંથી રોગો કસરત થવાથી નિકળી જાય છે; શરિર, સદૃઢ થાય છે. અને સારો નિસાનબાજ થાય છે. આધૂનિક રાજ્ય કર્ત્તા કેળવાયલા માહાન પ્રતાપિ રાજા ઇંગ્રેજી રાજ્યની લસ્કરી કેળવણી પણ એવીજ છે.

દાખલો-:'target ટાર ગેટ, shooting point શુટીગ પોઈન્ટ" વીગેરે પ્રમાણો લશ્કરી બુકોને જો રાજાઓ અને લડવૈયાઓ જુએ તો તરત ખાત્રી થાય કે ઉપર પ્રમાણેજ છે, અને તેમાં થોડા માણસોને સામેથી જોના ઘણાં જણાય, ઘણા હોય તે થોડાં જણાય, કોઈ અમલદાર આવે તેને લશ્કરી રીતે નમનનો દેખાવ તથા સામા ઉભેલા શત્રુના લશ્કરને કેમ મારે તો કયાં, વાગે; અને કેટલાને ઘાયલ કરે ઇત્યાદિ ઘણા પ્રમાણો છે. તદ્દન આપણામાં પણ છે. તો પછી મિથ્યા પ્રાણીઓને મારવાની જરૂર શી છે. ? ? ?

અને જો મારે તો તે ખોટું છે, કોઈ શંકા કરે કે વ્યાઘ્ર (વા વાઘ) પશુને મારે તેમાં હત્યા શું ? કારણકે અનેક જીવને દુ:ખ દેનારને રાજ્ય ધર્મ પ્રમાણે રાજાએ હણવો. તોએ તેને શાસ્ત્ર મર્યાદ પ્રમાણે

**क्रव्यादांस्तु मृगान्हत्वा धेनुं दद्यात्पयस्विनीम्**

**मनु० अ० ११ ॥श्लो० १३७ ॥पूर्वार्धं**

માંસ આહારી વ્યાઘ્ર (વાઘ) સિંહાદિ પશુઓને મારીને વાછરડાં સહિત દુજણી ગાયનુ દાન કરવું. તો તે પાતિકથી મુક્ત થાય છે.

ઉપનું સર્વસ્વ સમજી રાજાએ, હિંસા, (વા મૃગયા) મદ્યપાન, માંસ હાર, વ્યભિચારાદિ આ કાર્યો કરવા નહી કારણકે તે સર્વનો ઇન્સાફ કરતાં પુરૂષ તેજ (ગુન્હો) કરે તો પછી તે ઇન્સાફદાર શાનો ? તેમાં કોઈ શંકા કરે શુ બાધ છે ? તો શાસ્ત્રકારે કહ્યું છે કે,

**कार्षापणं भवेद्दण्ड्यो यत्रान्यः प्राकृतो जनः ।**
**तत्र राजा भवेद्दण्ड्यः सहस्रमिति धारणा ॥**

**मनु० अ० ८ ॥ श्लोक० ॥ ३३६ ॥**

सुरां पीत्वा द्विजो मोहादग्निवर्णां सुरां पिबेत् ।
तया स काये निर्दग्धे मुच्यते किल्बिषात्ततः ॥९०॥
कणान्वा० इति० मनु० अ० ११ श्लो० ॥९०॥९२॥
प्रतिषिद्धापि चेद्या तु मद्यमभ्युदयेष्वपि ।
प्रेक्षासमाजं गच्छेद्वा सा दण्ड्या कृष्णलानि षट् ॥

मनु० अ० ९ श्लोक ॥ ८४ ॥

અર્થ—જે અપરાધ માટે સાધારણ માણસને એક પણ દંડ કરવામાં આવે તે અપરાધ જો રાજા પોતે કરે તો તેનો એક હજાર પણ દંડ કરવો. આવી શાસ્ત્રની મર્યાદા છે, અર્થાત્ સાધરણ માણસને જે અપરાધ માટે એક રૂપિયો દંડ થાય, તે અપરાધ રાજા કરે તો તેને એક હજાર રૂપિયા દંડ આપવો પડે. ॥૩૩૬॥ છે.

ત્યારે બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈસ્ય વર્ણોમાંથી કોઇએ સુરા પિધી હોય તો તેને સુરાને અગ્નિના જેવી લાલ ચોળ કરીને પીવી. તેનાથી તેની કાયા બળી જાય છે. તો તે પાપથી મુક્ત થાય છે. ॥૯૦॥ અથવા તો ધાબળી પેહેરવી, માંથે જટા રાખવી, સુરાપાત્રની ધ્વજા કરવીને એક વેળા રાતે એક વર્ષ સુધી ચોખાની કણકી અથવા તલનો ખોળ ખાઇને રહેવું. ॥ ૯૨ ॥ અથવા તો ગાયનુ મુતર, પાણી, ગાયનું દુધ, ઘી, અથવા ગાયના છાણનો રશ ઉનો કરી મર્ણ પર્યંત પિવાનુ કહ્યું છે. ॥ ૯૧ ॥ કોઇ પણ સ્ત્રિ વિવાહાદિ મહોત્સવને વિષે વાર્યા છતાં મદિરાપાન કરે, અથવા નાચ, રંગ, નાટક, વિગેરે જોવા સારૂ જાય, તથા લોકોના ટોળાંમાં જાય, તો રાજાએ તેનો સોનાની છ રતિ દંડ લેવો. ॥ ૮૪ ॥

આ મેં ઉપર કહ્યાં તે ને બીજા અનેક ઈન્સાફો રાજાને ચુકવવાના છે. અને અપરાધિ સ્ત્રી, પુરૂષોને દંડ કરવાનો છે. તેમાનુ માત્ર દિક્ દર્ષણરૂપ

કહ્યું, તે સમજી રાજાઓએ ( તથા ઇન્સાફ કર્ત્તાઓએ) બહુ સમાલી ચાલવું. નહી તો તેને (એટલે રાજા તથા ઇન્સાફદારને) એક હજારગણો દંડ વધારે થાય છે. તદ્ગત સમજી રાજાઓએ તથા રાણીઓએ પણ હિંસા, મદ્યપાન, માંસાહાર, વ્યભિચાર નહી કરવો તેમ વૃથા સ્ત્રીસંગ તથા વૃથા પુરૂષસંગ તે પણ મિથ્યા વિર્ય હાની થવાથી સંતાન રહિત્ ( વંધ્યા દોષ ) તથા નાના વિધના રોગો થાય છે. કમ કૈવત થવાય છે, સંતાન પણ સદૃઢ થનાં નથી, માટે વૃથા સંગનો ત્યાજ કરવો. તેમજ વ્યભિચાર તો એઓએ સ્વપ્ને પણ કરવો નહી. અને કરે તો એ માહાન દેવજનોને હાનીરૂપ છે.

દાખલો:—દેવનો રાજા ઈંદ્રને વ્યભિચારથી સહસ્ત્ર ભગવાળાં થવું પડયું હતું. ભર્તુહરિ રાજાની વાહાલી રાણી પિંગળાનો ભર્તુહરિ રાજાએ યોગ ધારણ કરી ત્યાગ કર્યો અને રાજ્યાદિ વૈભવનો નાશ થયો તદ્ગત પરિણામ સમજીને સર્વ વિષ્ણુરૂપ રાજાઓએ તથા રાણીઓએ વ્યભિચારનો ત્યાજ કરવો.

તેમજ વિધવા રાજ્ઞિ વા (રાણી)ઓ અગર બીજા પુરૂષોની વિધવા સ્ત્રીઓએ તો બ્રહ્મચારીના જેવાં વ્રત ધારણ કરવાં, અને અષ્ટ *સૌભાગ્યાદિનો ત્યાજ કરવો. અને નૈષ્ટિક બ્રહ્મચારીવત રહેવું.

---

* અષ્ટ સૌભાગ્યમાં રાણીઓને નિમાળા રાખવા વિગેરે ગાદિ સૌભાગ્ય રાખે છે. તે વહીવટને બાધ નથી કારણ તદ્ગત બ્રહ્મચારીને પણ બાલ હોય છે. પરંતુ ચુડો કંકુ ચાંદલો ન કરવો, આરસામા ન જોવું, પરંતુ ઉપલી હકીકત, રાણીઓને ગાદિ સૌભાગ્યમાં બાલ રાખે તેમાં હરકત નથી અન્ય જનોએ પોત પોતાની ન્યાતિ પ્રમાણે વર્તવું, સુતકીવાળો-કાઢવા અને સંન્યાસી વ્રત કરવું. વહીવટ ચાલે છે કે, રાણીઓ ફક્ત સુના વીગેરે ધાતુની બંગડી કડા પેરે તો હરકત નથી. એવો રાણીઓમાં વહિવટ છે તેમ સમજવું.

અને પુરૂષ સંગની સ્વપ્ને પણ ઇચ્છાનો નાસ કરવો; તથા મધ, માંસ, હિંસા, મૈથુનનો ત્યાગ કરી, ઇશ્વર ભજનમાં લિન રહેશે, તો તેને સ્વર્ગ તુરત પ્રાપ્ત થશે. અર્થાત્ વિધવા સ્ત્રીઓ ત્વરિત સ્વર્ગે જશે.

કોઇ શંકા કરે "**अपुत्रस्य गति नाऽस्ति**" પુત્ર વિના ગતિ કેમ થાય, અર્થાત્ સ્વર્ગે કેમ જાય? બાળ રાંડ હોય તો તેનો પ્રત્યુત્તર કે,

**मृते भर्त्तरि साध्वी स्त्री ब्रह्मचर्ये व्यवास्थिता ।**
**स्वर्गं गच्छत्यपुत्रापि यथा ते ब्रह्मचारिणः ॥**
**मनु अ० ५ श्लोक ॥ १६० ॥**

**तथा विधवा धर्मेषु ॥ असितामरणात्क्षान्ता० इति० ॥**
**इति ॥ म० अ० ५ श्लोक ॥ १५८ ॥**
**अनेकानि० इति ॥ मनु अ० ५ ॥ श्लोक ॥ १५९ ॥**
**मनुस्मृत्यां परस्पर सबोधोऽस्तिः॥**

એક પતિની સેવા કરનારી તથા વરદાન, શાપદાન વગેરે શક્તિ મેળવવાની ઇચ્છાવાળી પ્રતિવ્રતા સ્ત્રીએ વિધવા થયા પછી મનની કામનાને શાંત પાડી દેવી, નિયમો પાળવા, અને મર્ણ પર્યંન બ્રહ્મચર્ય પાળવું ॥ ૧૫૮ ॥ હજારો અને લાખો બ્રાહ્મણો કુળની વૃદ્ધિ માટે સંતાન ઉત્પન્ન કર્યા વિના બાલ્ય વયથીજ બ્રહ્મચર્યવ્રત પાળીને સ્વર્ગમાં ગયાં છે, અર્થાત્ પૂત્ર વિના બ્રહ્મચર્યથી પણ મુક્તિ મળે છે. ॥૧૫૯॥ પતિ મરી ગયા પછી જે પતિ વ્રતા સ્ત્રિ બ્રહ્મચર્ય પાળીને રહે છે તે પૂત્ર વિનાની હોય છે, તો પણ બ્રહ્મચારીઓની પેઠે સ્વર્ગમાં જાય છે.

**( ૨૮ શંકા વા પ્રશ્ન )** ઉપરથી શુદ્ધ દેખાડે અને અંદર છાનામાના (કોઈ નહી. જાણે તેમ) હિંસા, મધપાન, માંસાહાર, વ્યભિચાર કરીએ તેમાં શું ?

**( ૨૮ સમાધાન વા ઉત્તર )**

**धर्मध्वजी सदा लुब्धश्छाद्मिको लोकदम्भकः ।**
**बैडालव्रतिको ज्ञेयो हिंस्रः सर्वाभिसंधकः ॥१९५॥**
**(यस्य धर्मध्वजोनित्यं सुरध्वजइवोच्छ्रितः ।**
**प्रच्छन्नानि च पापानि बैडालं नाम तद्व्रतम्) ॥१९५॥**
**अधोदृष्टिर्नैष्कृतिकः स्वार्थसाधनतत्परः ।**
**शठो मिथ्याविनीतश्च बकव्रतचरो द्विजः ॥ १९६ ॥**
**ये बकव्रतिनो विप्रा ये च मार्जारलिङ्गिनः ।**
**ते पतन्त्यन्धतामिस्रे तेन पापेन कर्मणा ॥१९७॥**
**मनु० अ० ४ श्लो० ॥१९५ (१९५) १९६ १९७॥**

**અર્થ**—જે લોકોને દેખાડવાને માટે ધર્મનુ આચર્ણ કરનારો, સદાય લોભી ઉપરથી ધર્મિષ્ટનો ડોળ ઘાલનારો, પરંતુ ગુપ્ત રીતે માહાન પાપી લોકોને છેતરનારો પારકા ગુણને સહન નહિ કરવાથી (ઈર્ષાથી) સર્વની સાથે લડનારો અને હિંસા કરનારો હોય તેને બૈલાડ વ્રત ધારી ( મનુષ્ય ) જાણવો. ॥૧૯૫॥૧॥ અને કલાલની ધ્વજાની પેઠે જેનો ધર્મધ્વજ નિત્ય ઉચે ફરકયા કરે છે, અને જે છુપા પાપો કર્યા કરે છે, તેનુ નામ બૈડાલ વ્રત જાણવું. ॥ ૧૯૫ ॥ વળી જે બ્રાહ્મણ (વા મનુષ્ય) પોતાનો વિનય દેખાડવા માટે સદા નીચી દૃષ્ટિ રાખે છે; કઠોરવાણી બોલે છે, સ્વાર્થ સાધવામાં તત્પર રહે છે, તે

શઠ હોય છે, અને ખોટા વિનયવાળો હોય છે. તેને બકવ્રતે ધારી જાણવો ॥ ૧૯૬ ॥ જે બકવ્રત ધારી (મનુષ્ય વા બ્રાહ્મણ આદિવર્ણ હોય,) તથા બૈડાલ વ્રત ધારી હોય તે બ્રાહ્મણ ( આદિ વા મનુષ્યો ) પાપી કર્મોને લીધે અંધતામિસ્ત્ર નામના નર્કમાં પડે છે.

**(૨૯ શંકા વા પ્રશ્ન)** ત્રણ વા ચાર વેદ પાઠી બ્રાહ્મણ હોય અને તે હિંસા, માંસાહાર, મદ્યપાન, કરે તે શ્રેષ્ઠ? કે, માત્ર ગાયત્રીજ જાણતો હોય; અને ઉપલુ કશું કરતો નહી હોય તો તે શ્રેષ્ઠ?

**( ૨૯ સમાધાન વા ઉત્તર )**

**सावित्रिमात्रसारोऽपि वरं विप्रः सुयन्त्रितः ॥**
**नायन्त्रितस्त्रिवेदोऽपि सर्वाशी सर्वविक्रयी ॥**
**मनु० अ० २ श्लो० ११८ ॥**

**અર્થ**—બ્રાહ્મણ માત્ર ગાયત્રી મંત્રજ જાણતો હોય તો પણ તે જો શાસ્ત્રમાં કહેલા નિયમ પ્રમાણે મનને વશ રાખીને રહેતો હોય તો તે શ્રેષ્ઠ ગણાય છે. પરંતુ ત્રણ ( વા ચાર વેદ ) વા સમગ્ર વેદ ભણ્યા છતા પણ જે નિયમ પ્રમાણે વર્તતો ન હોય, અને હિંસા, માંસાહાર, મદ્યપાન વિગેરે કરતો હોય, તથા જે શાસ્ત્રમાં નિષેધ કરેલી વસ્તુ વેચતો હોય તે નેષ્ટ ગણાય છે.

**(૩૦ શંકાવા પ્રશ્ન)** તમે હિંસાની ના કહો છો તો પશુ મારવાથી કંઇ મનુષ્યની હત્યા થતી નથી; તેમ મનુષ્ય મારવા જેટલું પાપ થતુ નથી જીવ જંતુ હત્યાનું કઈ પાપ છે? ઝાડ, વેલી, ઔષધિ કાપવામાં કંઇ પાપ છે કે? એમ હોય? તો કહો.

(ઉ૭ સમાધાન વા ઉત્તર)

अस्तिमतां तु सत्त्वानां सहस्रस्य प्रमापणे ॥
पूर्णे चानस्यनस्थ्नां तु शूद्रहत्याव्रतं चरेत् ॥१४०॥
अन्नाद्यजानां सत्वानां रसजानां च सर्वशः ॥
फलपुष्पोद्भवानां च घृतप्राशो विशोधनम् ॥१४३॥
फलदानां तु वृक्षाणां छेदने जप्यमृक्शतम् ॥
गुल्मवल्लिलतानां च पुष्पितानां च विरुधाम् ॥१४२॥
कृष्टजानामोषधीनां जातानां च स्वयं वने ॥
वृथालम्भेऽनुगच्छेद्गां दिनमेकं पयोव्रतः ॥१४४॥
मनु० अ० ॥११॥ श्लो० ॥१४१ १४३ १४२ १४४॥

અર્થ-હાડકાવાળા એક હજાર પ્રાણીઓની હત્યા કરી હોય, અને હાંડકા વિનાના એક ગાડુ ભરાય તેટલાં પ્રાણીઓની હિંસા કરી હોય તો એક શુદ્ર જાતિના મનુષ્ય હત્યાનું પ્રાયશ્ચિત લાગે છે. અને તેને માટે ચાંદ્રાયણ કરવું પડે છે. ॥૧૪૦॥ અનાજમાંથી ઉત્પન્ન થનારા, ગોળ વગેરે રસમાંથી ઉત્પન્ન થનારા, ઉમરા વીગેરે ફળમાંથી ઉત્પન્ન થનારા, મહુડા વિગેરે પુષ્પોમાંથી ઉત્પન્ન થનારા જીવ જંતુની હત્યા થઈ જાય તો માત્ર ઘીનુ પ્રાશન કરીને રહેવાથી શુદ્ધ થવાય છે. ॥૧૪૩॥ ફળ આપનારાં આંબા વિગેરે વૃક્ષોને ગુલ્મો ને ગળો વગેરે વેલાઓને તથા પુષ્પવાળી લતાઓને કાપી હોય તો તે પાપનાં નિવારણ માટે એક સો ઋચાનો પાઠ કરવો. ॥૧૪૨॥ ખેતરમાં ખેડવાથી ઉત્પન્ન થયેલી તથા વનમાં પોતાની મેળે ઉગી નીકળેલી ઔષધિઓને નિરર્થક કાપી હોય, તો એક દિવસ માત્ર દુધ પિને ગાયની પાછળ વનમાં ફરવું

॥૧૪૮॥ આ સર્વથી માલૂમ પડે છે કે, સર્વે તમારી શંકાઓમાં પાપ છે, ને છેજ.

[૩૧ શંકા વા પ્રશ્ન] મારકિટનું માંસ, ખુમલા, મચ્છ, કુકડાના ઇંડાં, કુકડાંનુ માંસ ખાય તો શું ?

**(સમાધાન વા ઉત્તર)**

**शुष्काणि भुक्त्वा मांसानि भौमानि कवकानि च॥**
**अज्ञातं चैव सुनास्थमेतदेव व्रतं चरेत् ॥**
**मनु० अ० ११॥ ॥१५५॥**

**यो यस्य मांसमश्नाति स तन्मांसाद उच्यते ॥**
**मत्स्यादः सर्वमांसादस्तस्मान्मत्स्यान्विवर्जयेत् ॥**
**मनु० अ० ५॥ श्लो० ॥१५॥**

**क्रव्यादसूकरोष्ट्रणां कक्कुटानां च भक्षणे**
**नरकाकखराणां च तप्तकृच्छ्र विशोधनम् ॥**
**मनु० अ० ११॥ ॥१५६॥**

**અર્થ**—સુકુ માંસ, (ખુમલા વીગેરે) પૃથ્વિમાંથી ઉત્પન્ન થનારી મીંદડાની બળિ વીગેરે, અજાણ્યા પશુઓનું માંસ, તથા કસાઇખાનાનું અર્થાત મારકિટનુ સર્વ માંસ જેણે ખાધું હોય. તેને "મહા પાપ ગણવું; અને સુદ્ધ થવાં માટે ચાંદ્રાયણ વ્રત કરવું. (૧૫૫ અધ્યાય૦ ૧૧ અને જે મનુષ્ય જેનુ માંસ ખાય છે, તે મનુષ્ય તેનું માંસ ખાનારો કહેવાય છે; પરંતુ (મચ્છ વા માંછલાં) ખાનારો સર્વ પ્રાણીઓનુ માંસ ખાનારો કહેવાય છે; માટે માંછલાં ખાવા નહી. (મ૦ અ૦ ૫ શ્લો૦ ૧૫) અને કાચુ માંસ ખાનારા, સુવર, ઉંટ, કુકડાં (તથા

કુકડાના એદાંઓ વા ઇંડા) મનુષ્ય કાગડા અને ગધેડાનું જેણે માંસ ખાધું હોય તે તપ્તકૃચ્છ્ર નામનુ વ્રત કરવું, તો તે શુદ્ધ થાય.

આ ઉપરથી જોતા મારકીટનુ વેચાતુ માંસ સુકુ અર્થાત્ બુમલાં, માંછલાં વિગેરે ખાવાથી માહાન પાપ છે. તેમાં મચ્છ ખાધાથી પ્રાણી માત્રનુ માંસ ખાધા બરોબર તથા કુકડાં અને તેના એદાં એટલે ઈંડાં ખાધાથી મનુષ્ય માંસ ખાધા પ્રમાણે સમજી સર્વ મનુષ્યોએ ત્યાજ કરવાં.

**( ૩૨ શંકા વા પ્રશ્ન )** વેદમાં કહ્યુ છે કેઃ—"**सोममपाम अमृताश्चाभूम**" (દારના ડોઝ) દારૂ પિવાથી અમર થઇએ ? સ્વર્ગે જઇએ ?

**(સમાધાન વા ઉત્તર)** ના, ના દારૂ પીનાર તો ગાંડો બને ધુળ, કાદવ, નર્કમાં પડે છે. ઉપલું સમજવાનું તેમ નથી. સોમવેલનો રસ પીએ તો બ્રાહ્મણ સુદ્ધ થઇ સ્વર્ગે જાય છે. અને બીજો ખરો અર્થ યોગાભ્યાસે ખેંચરી મુદ્રા કરી લલાટના ચંદ્રમાંથી શ્રવતા બિંદુનું પાન કરે. " **सोम० इ०** " તેસ્વર્ગે જાયને અમર થાય છે. (શંકા–સમાધાન (૫) મુજબ.)

**॥ इतिश्री नानुशर्मा व्याख्यानेषु " अहिंसागीतायाम् "**
**वैदिक सर्व धर्म दिग्दर्शणम् संपूर्णम् ॥**



# ॥ अथ नानुशर्मा व्याख्यानेषु "अहिंसा गीतायां" अन्य सर्व महान् धर्म दिग्दर्शणम् प्रारंभः ॥

( ૧ શંકા વા પ્રશ્ન ) બૌદ્ધ ધર્મમાં શું છે ?

( ૧ સમાધાન વા ઉત્તર ) એમાં જૈન ધર્મ મુજબ+ અહિંસા તત્વ પ્રધાન છે. ખરૂ પોતે હિંસા કરવાની મના છે. અને એઓના મોક્ષ ગામી કેટલાંક સાધુઓ માંસ આહાર કરતાં નથી. આ ધર્મ જુદો પરંતુ અહિંસા ઇત્યાદિ વાત જૈન ધર્મ પ્રમાણે સમજવી.

( ૨ શંકાવાપ્રશ્નઃ ) જૈન ૧ * ધર્મ, ૨ * શ્વેતામ્બર, દિગમ્બર ઢુંઢીઆ ધર્મોમાં શું છે ?

---

+ प्राचारय जैन धर्म बौध धर्म समप्रभम् ॥
इति आर्यविद्या सुधाकर ग्रंथेषु.

१. * ततःकालेनात्र खण्डे भारते विक्रमात्पुरा ।
खमुन्यंभोधि विमते वर्षे वीराह वयोनरः ॥१॥
० ७ ४

**आर्यविद्या सुधाकर व०**

જૈન ધર્મ જેવોજ બુદ્ધ ધર્મ છે, પરંતુ બેઉ જુદાં જુદાં ખરાં, અને જૈન ધર્મ પ્રચાર (વિસ્તાર) કરનાર મહાવિર ભગવાન વા વર્ધમાન વિક્રમ સંવતથી ૪૭૦ વર્ષો પેહેલા કર્યો હતો. તે પ્રમાણે ઉપર લખ્યુ છે તે ખરૂ સમજવું ( તેથી જૈન ધર્મ મુજબ સમજવું )

૨ * જૈન ધર્મમાંજ શ્વેતાંબર ( ધોળા વસ્ત્ર સહિત એટલે લંગોટ સહિત મુર્તિ પુજનાર) દીગંબર શ્વેતાંબર (નગ્ન મુર્તિ માનનાર પુજનાર) ઢુંઢીયા (મુર્ત માત્રને નહિ માનનાર ઇત્યાદી ભેદો છે. બાકી છે તો આ વિષયમાં એકજ.

(૨ સમાધાન વા ઉત્તર )સર્વ ધર્મોમાં અહિંસા તત્વ પ્રધાન રૂપ છે. માંસ, મદ્યાદિનો ત્યાગ છે.

જૈન ધર્મમાં સમ્યકત્વ દર્શણાદિના લક્ષણ " અર્હત પ્રવચન સંગ્રહ પરમાગમન સારમાં કથિત્ છે " સમ્યક્ શ્રદ્ધાન, સમ્યક દર્શન, જ્ઞાન અને ચરિત્ર એ ચાર મોક્ષ માર્ગના સાધન છે. તેમાં ચારિત્રને માટે કહ્યુ છે કેઃ—

**सर्वथाऽन वद्य योगानां त्याग श्चारित्र मुच्यते ।**
**कीर्तितं तदहिंसादि व्रत भेदेन पंचधा ॥**
**अहिंसा सूनृतास्तेय ब्रह्मचर्या परिग्रहाः ॥**

**અર્થ**—અને તેમાં સર્વ પ્રકારે નિંદનીય અન્ય મત સબંધનો ત્યાગ, ચારિત્ર કહેવાય છે. અને અહિંસાદિ ભેદથી પાંચ પ્રકારના વ્રત છે. પ્રથમ ૧ ( અહિંસા) કોઇ પ્રાણી માત્રને ન મારવો (૨) (સૂનૃતા) પ્રિય વાણી બોલવી, જુઠ્ઠ ન બોલવું. ૩ (અસ્તેય) ચોરી ન કરવી ૪ (બ્રહ્મચર્ય્ય) ઉપસ્થેન્દ્રિયનુ સંયમન ૫ (અપરિગ્રહ) સર્વ વસ્તુનો ત્યાગ કરવો. આ ધર્મના આ રિતના સિદ્ધાંતો હિંસા ન કરવી, તો માંસ ખાવાનુ હોયજ કયાથી ? વળી મદ્યપાન પણ નથી. અને બ્રહ્મચર્યને શ્રેષ્ટ ગણ્યું છે, તો વ્યભિચાર તો કયાંથી હોય ? વળી શિયળ વિગેરે વ્રતનુ માહાત્મ માહાન દર્શાવ્યુ છે. તો વૃથા સંગ હોયજ શાનો ?

વળી કેટલાંક સમ્યક્ દર્શન, સમ્યક્જ્ઞાન અને સમ્યક ચારિત્રના યોગથી કર્મબંધનો નાશ કરીને મોક્ષ પ્રાપ્ત કર્યુ છે.

આ સર્વ જોતા અહિંસા, માંસાહાર, મદ્યપાન, વ્યભિચાર, વૃથા સ્ત્રિસંગને, શ્વેતામ્બર, દિગમ્બર, ઢુંઢીયા ધર્મોમાં અંદરથી તપાસ

કરતાં નિષેધજ છે. અને આ લોકો તો હિંસાનો નિષેધ કરી અહિંસા રૂપ મોહાન્ ધર્મ શ્રેષ્ટ માને છે.

**(૩ શંકા વા પ્રશ્ન)** ઇસ્લામી ધર્મ (વા મુસલમાની ધર્મ વા મોહમેદન્ ધર્મ)માં શું છે?

**( ૩ સમાધાન વા ઉત્તર )** ના, ના, તેમ નથી. "**कातेउल्शकर,**" "**कातेउलसजर**" અર્થ–બોકડાંને કાપનારો (વા મારનારો) અને મેવાના ઝાડને કાપનારો બન્ને ગુન્હેગાર છે. (અને તેના સબંધથી એ લોકો એક દાંતણ ઘણા દિવસ કરવાનો વહિવટ પણ છે, ) વળી કુરાન આયત, ૩૬ માં કહ્યું છે કે.—

**"लेंइ यनाल अल्लाह लहुमहा वलादिमा,**
**ओहा वलेकिन यना लल्ल अत्तक वा मिन्नकुप॥"**

**कुरान। सु० आ० ३६**

**અર્થ**–આનો તાત્પર્ય માંસ અને લોહી પરમેશ્વરને પોહોચતું નથી. (અર્થાત્ માન્ય નથી તેમાં કોઇ શંકા કરે કે, આ વચન મક્કે હજ (યાત્રા) કરવા જાય તેને લાગુ પડે છે. એટલે મુશલમાની ધર્મ મુજબ તે ઠેકાણે કોઈ હલકુ પ્રાણી પણ કોઇનાથી મરી જાય તો પાપ લાગે છે. તે બાબતનુ વચન છે: પરંતુ બીજે કામે લાગુ પડતુ નથી. એનો ઉત્તર એજ કે દાખલો:—કોઇ રાજાએ બદમાસ લોકોને એવું કહ્યુ હોય કે, " હવે પછી તમારી મારામારી કે ખુન માહરી નજરે ન આવવાં જોઇએ, " ત્યારે તેનો અર્થ, " રાજાની નજર બાહાર રસ્તા ઉપર તેમને ફાવે તેવી મારામારી અગર ખુન કરવું? " એવો થતો નથી. તેમજ અમુક ઠેકાણે હિંસા કરવી અને

અમુક ઠેકાણે હિંસા ન કરવી; એવો ઉપલા વચનને અર્થ થતો નથી માટે સર્વ ઠેકાણે હિંસાને નિષેધજ તો માંસાહર શાનો હોય ? વળી મધ માટે (વા દારૂ માટે) જો દારૂ (એટલે સરાફ)નુ ટિપુ મૃતક પ્રાણીના ચામડાપર પડે તો તે દોઝકમાં જાય, (અથાત્ જે પ્રાણીનું ચામડુ હોય તેનાપર દારૂનું ટિપું અડવાથી તે નર્કમાં (અવગતે. જાય,) આમ છાંટો પડવાનો નિષેધ છે તો મદ્યપાન (સરાફ પિવો) ? પિવાય તો કેમ ? ? માટે દારૂ પીવાની મના છે. સ્ત્રિ વિષે પરાઇ સાદ્રિ કરેલી ઓરત (સ્ત્રી) જોડે ભોગની મના છે એટલે વ્યભિચારની મના છે. પોતાની સ્ત્રી રજસ્વળા (અડકાયલી હોય ત્યારે પણ ભોગની મના છે. તેમ-વૃથા ભોગની મના છે કોઇ શંકા કરે કયાં છે. તો, "

**"तुम्हारी, बिबीया तुम्हारे, लिये खेतिया हैः**
**बसजाओ जिस तरह चाहों अपने खेतमे"**

**मं. १ सि० २ आ० २०५-२०६-२०८**

**અર્થ**-તમારી બબિઓ (સ્ત્રિઓ વા. બૈરિઓ) તમારે લીધે ખેતી તુલ્ય છે. બસજાઓ ? જેવા રીતે તમારા ખેતરમાં એનો અર્થ પોતાની સ્ત્રિ પાસે મરજી માફક ગમે ત્યારે સંગ (ભોગ) કરવાનુ ફરમાન ચાહત હો ? તેમ નથી. પરંતુ ઋતુ પ્રાપ્ત થયા પછી ચાર રાત્રી નાખ્યા બાદ, ગર્ભ રહે તેવેરાને એટલે દશ વા બાર રાત્રી પોતાની સ્ત્રિ (બિબીઓ ભોગવવાનુ ફરમાન છે. તે એવી રિતે કે, તમારી બિબીઓ (સ્ત્રિઓ) તમારી ખેતિ રૂપ છે. તેમાં વર્ષા કાળે (વર્ષાદની રૂતુમાં) બીજ નાખીએ તોજ ઉગે, નહી તો ઉગે નહી. એટલે બિ ઉગે એવે વખતે જવાનું ફરમાન છે, વૃથા સંગ કરવાનુ નથી તદ્રુત મુશલમાની ધર્મવા ઇસ્લામી ધર્મમાં છે.

૪ (શંકા વા. પ્રશ્નઃ) (ઈંગ્રેજ) બાઇબલમાં માંશનું શું છે.

૪ (સમાધાનવા ઉત્તર) તેમાં પણ નિષેધજ છે.

To What purpose is the multitude of your sacrifices unto me ? said the Lord. I am your full of the burnt offerings and the fat of the fed beasts. I delight not in the blood of bullocks; or of the Lambs; or of the goats. "

(ઇસાયા–ચાટર ૧) એમાં ઇશુએ સ્પષ્ટ કહ્યું છે કેઃ– હું બળદ, ઘેટાં, અથવા બકરાંના લોહીથી પ્રસન્ન થતો નથી

તેમજ રોમન્સ ચાપ્ટર (૧૩) તેરમાં " Behold I have Given you every herb bearing seeds and trees yielding fruits; They shall be your meat. "

આવિરીતે વનસ્પતિ આહાર વિષે આજ્ઞા આપીને માંસ આહારનો નિષેધ કર્યો છે. અને આગળઃ–"તમારા હાથ લોહીથી ભરેલા છે. તેથી તમારા નમસ્કાર (નમન) સ્વીકારનાર નથી ,, એવું સ્પષ્ટ કહ્યું છે.

(૫ શંકાવા પ્રશ્ન) ચારવાક મતમાં શું છે ?

(૫ સમાધાનવા ઉત્તર) તેમજ ચારવાક મત પ્રચારક "બૃહસ્પતિ" કહે છે કેઃ–

**अग्निहोत्रंत्रयोवेदा स्त्रिदण्डभस्म गुण्ठनम् ॥**
**बुद्धि पौरुषाहिननां जीविकेति बृहस्पतिः ॥१॥**

અગ્નિ હોત્ર, ત્રણુવેદ, ત્રણુદણ્ડ અને ભસ્મનુ લગાવવું એ બુદ્ધિ અને પુરૂષાર્થ રહિત પુરૂષોએ જીવિકા બનાવી લીધી છે, કિન્તુ કાંટા લાગવાથી ઇત્યાદિથી ઉત્પન્ન થતાં દુઃખનું નામ નરક, લોક સિદ્ધ રાજા પરમેશ્વર અને દેહનો નાશ થયો એ મોક્ષ, બીજું કાંઇ નથી. અને તેઓ કહે છે:-

**त्रयोवेदस्यकर्त्तार भण्डधूर्त निशाचराः**
**जर्फरि तुर्फरी त्यादि पंण्डितानांवचः स्मृतम् ॥२॥**

વેદના બનાવનારા ભાંડ ધૂર્ત અને નિશાચર (રાક્ષસ) એ ત્રણ "જર્ફરી, તુર્ફરી,, ઇત્યાદિ પંડિતોના ધૂર્તતા યુક્ત વચન છે. ઇત્યાદિ કહેનારા અને વેદ ધર્મ વિરોધી લોકો પણ પોતાના ગ્રંથમાં લખે છે કે, માંસ અહાર નહી કરવો." **मांसनां स्वादनं तद्वनिशाचर समीरितम् ।** " અને માંસ ખાવો એ નિશાચર ( રાક્ષસ ) તુલ્ય કહ્યું છે,

(૬ **શંકાવા પ્રશ્ન**) જ્રરતોસ્તી ધર્મમાં શું છે?

(૬ **સમાધાન વા ઉત્તર**) જ્રરતોસ્તી ધર્મમાં નીચે પ્રમાણે.

હે, ભાઇઓ, જ્રરતોસ્તી ધર્મ ખોરાક વિષે જે શિક્ષણો આપે છે. તેને આપણે બે ભાગમાં વહેંચી નાખીશું: ૧ આડકતરી શહાદતો. ૨ સીધાં લખાણો.

જ્રરતોસ્તી ધર્મમાં ખાસ કરીને ગાથા જેવાં સુંદર લખાણોમાં ખોરાક વિષે પુષ્કળ આડકતરી શહાદતો મળી આવે છે, દુન્યાની આબાદી, ખેતીવાડી, નસાથી દૂર રહેવું અને અશોઈ પાળવી.—આ ચાર મુખ્ય જ્રરતોસ્તી ફરમાનો આપણે આડકતરી શહાદતો તરીકે તપાસીશું.

આપ ભણો છો કે,

'અએઇબ્યો મજ્દાઓ અકા અ્રઓત્.........
યા અંઘ્રહેઉશ્ મરેખ્તારો અહ્યા.—ગાથા ૩૨, ૧૨–૧૩
"જેઓ આએ દુન્યાની આબાદીનો નાશ કરનારા છે તેઓને
અહુરમજ્દ બુરા ગણે છે."

વળી આપ ભાર મુકીને ભણો છો કે,

'ઉસ્તા અહ્માઇ યહ્માઇ ઉસ્તા કહ્માઇચીત્.'—ગાથા ૪૩. ૧.

"આબાદી તેને મળે છે કે જે બીજાઓને સુખ આપે છે,"
આ ઉપરથી આપણને માલમ પડે છે કે દુન્યાને આબાદ કરવી,
કોઇને પણ દુઃખ ન દેવું, સ્પેનામીનોને મદદ કરવી, અહુરમજ્દને
ખુશાલ કરવો, આ બધાં શિક્ષણો અશોજરથુસ્ત સાહેબે આપણને
આપ્યાં છે.

આપ સર્વ અહુરમજદ પાસેથી માંગ્યે છીએ કે,

'મજદા ક્ષથ્રા વરેજી. નાઓ દયાત્ અહુરો
પસઉશ્ વીરેંગ્ અહ્માકેંગ્ ફ્રદથાઇ આ,
વંઘ્રહેઉશ્ અષા હુઓજાંથ્વાત્ આ મનંઘ્રહો,–ગાથા.૪૫, ૯

"માણસો તથા ગાય—ઢોરને આબાદ કરવા સારૂ ભલા મ-
નનાં ડહાપણનું કૌવત" આપણને બખશે.

'ઉસ્ત્ર ગેઉંશ્ સ્તુયે તાયાઅતૃચા હજ્ઘ્રતૃચા.'—યજશ્ને ૧૨, ૨,

ઉપર પ્રમાણે એક જરતોસ્તી દુવા ગુજારે છે કે "ચોરથી
તથા લુટારાથી (યાને હાલના શબ્દોમાં બોલ્યે તો કસાઇઓથી અને
ઘાતકી માણસોથી) ગાય ઢોરને હોરમજ્દની બંદગી કરી હું બચાઉં."
આ ધર્મમાં ખેતીવાડીનો ધંધો સૌથી સરસ ગણ્યો છે તો પણ અવ

સ્તામાંથી થોડાંક લખાણો આપણે સાંભળીશું ગાથા ૩૧,૧૦માં " એક ખેડુતને આ દુન્યાના આબાદી કરનાર રાસ્ત સાહેબ તથા ભલી મનશ્નીનો વધારો કરનાર તરીકે અહુર મજદ પોતાની પસંદગી આપે છે."

વંદીદાદ ૩.૩૦: " યતુઉગ્રેમ્ પઇતિ યઓ કર્સ્તિ દએનયાઓ માઝ્દયસ્નોઇશ્ વુરૂથ્વરે. " " સારી પેઠે અનાજની ખેતી કરવી એ માઝ્દયસ્ની દીનની વૃદ્ધિ " કરવા બરાબર અહુરમઝ્દ ગણે છે; વળી એજ પરગરદનાં ૩૧માં ફકરામાં કહેવામાં આવે છે કે.

' યો યઓમ્ કારયેઇતિ, હો, અષેમ્ કારયેઇતિ, '

જે " શખ્સ અનાજની ખેતી કરે છે, તે અશોઇ ખેડે છે; તે શખ્સ મઃજ.દયસ્ની દીનને વધારાએ કરીને વધારે છે. " આ ઉપરથી આપણે સમજી શકયે છીએ કે એક ખેડુત અશોઇનો વધારો કરનાર છે કારણ કે વનસ્પતિનો ખોરાક આપણે Psychologyમાં જોઇ ગયા તેમ માણસને પવિત્ર બનાવે છે. વળી ગાથા ૩૨,૧૦માં અશો જરતોસ્ત કહે છે કે " જે શખ્સ ખેતરોને વેરાન કરી નાંખે છે તે શખ્સ મારા દીનના કલામોને તદન ઉંધા વાળે છે. "

આ ધર્મનો સાબેત પાયો અશોઇ, પવિત્રાઇ ચોખ્ખાઇ, પાકી જગીનો મજબુત પાયો છે. " અષેમ્ વોહુ વહિસ્તેમ અસ્તી, "—"અશોઇ સર્વથી સરસ ભલી ચીજ છે, " ઉસ્તા અસ્તી, " અશોઇ સુખ છે, " ઉસ્તા અહ્માઇઘ્યિત્ અષાઇ વહિસ્તાઈ અષેમ્ " " સુખ તેને છે કે જે સૌથી સરસ અશોઇને ખાતર અશો છે, " અને આ નાની બંદગીને ખાસ ટેકો જોઇતો હોય તો તે ગાથા ૪૮, ૫, માંથી મળી આવે છે " યઓઝ્દાઓ મષ્યાઈ અઇપી જ઼ંથેમ્ વાહિસ્તા, " અશોઇ માણસને માટે જન્મથી સૌથી સરસ ચીજ છે. અશોઇને માટે આ ધર્મમાં કેટલુ બધુ સમજાવે છે, કે જેનો આ સ્થળે પાર આવે નહી,

તમામ વંદીદાદમાં એક ચોકસ બોલ વિષે પુષ્કળ લખાણુ મળે છે, અને તે બોલ તે સાધારણ "નસા" છે. એક જાનવર યા માણસનાં શરીરમાંથી જીવ નીકળી ગયો કે તેજ પળે તેની અંદર કહોવાની તથા ગંધ મારવાની ક્રીયા ચાલુ થાય છે, અને તેનું બદન 'નસા' કહેવાય છે (સરખાવો ગુજરાતી "નાશ, સંસ્કૃત નશ્) અને આ પવિત્ર ધર્મ પ્રમાણે તો નસાને અડકવું પણ નહી જોઇએ; યાને જાંનવરનું માંસ, પછી તેમ તરતનું કપાયલું હોય યા ગમે તે વખતનું હોય પણ તેમાંથી જીવ ગયો એટલે તે નસા કહેવાય પછી તેને અડકવુ અને તેને આપણા પવિત્ર શરિરમાં દાખલ કરવું આ એક ઘણો મોટો ગુનાહ છે, અને આવા ગંભીર ગુનાહથી દુર રહેવું યાને હમેશાં પરહેજી પાળવી આ એક સર્વ મનુષ્યોની મોટી ફરજ છે.

આ ચાર આડકતરી શહાદતો—૧ આબાદી, ૨ ખેતીવાડી, ૩ અશોઇ, અને ૪ નસા બાબેનાં લખાણો ઉપરથી જરથોસ્તીઓનો ખોરાક શું હોવો જોઇએ તે સહેલાઇથી સમજી રહ્યા પછી હવે જરથોસ્તી ધર્મનાં તદન સીધાં લખાણો જોવાની કોશેશ કરીશું. આ ખોરાકને લગતા તદન સીધાં સિક્ષણને બે રીતે તપાસીશું. પેહેલુ તો ગોસ્પંદોને લગતી બાબદ, અને બીજું ખોરાકને લગતી બાબદ ગોસ્પંદોને ના મારી નાખો આ જરથુસ્ત્રનો ખાસ હુકમ ગાથા ૩૨, ૧૨ માં મળે છે. ત્યાં શીખવવામાં આવે છે કે, 'યા રાઓંઘ્હયેન્ સ્ત્રવંઘ્હા વહિસ્તાત્ શ્યઓથનાત્ મરેતાનો અએઇબ્યો મઝ્દાઓ અકા ગ્રઓત્ યોઇ ગેઉશ મોરેન્દેન્ ઉર્વાખ્શ ઉખ્તી જ્યોતૂમ્' "જેઓ બુરી શીખામણ આપીને માણસોને સૌથી સરસ કામ કરવામાંથી અટકાવે છે, જેઓ પોતાના સખુનથી જીવોની જીંદગીનો નાશ કરે

છે. ( યા જીવો મારવાની ભલામણ કરે છે. ) તેઓને અહુરમજદ ખુરા ગણે છે. " વળી જાનવરોને જીવવાનો એકસરખો હક્ક છે એમ હપ્તાન યશ્ત, કરદા ૫, માંથી શીખ્યે છીએ ત્યાં ભણાય છે કે,

'ઇથા આતૂ યજ઼મઇદે ગેઉશ્ ઉર્વાનેમ્ચા તષાનેમ્ચા, અહ્માકેંગ્ આઅત્ ઉરૂનો પસુકનાંમ્ચા યોઇ નાઓ જીજીષેન્તી.'

" એ પ્રમાણે આએ જગોએ દુન્યાના જોરને અને બનાવનારને હમારાં તેમજ પશુઓના રવાનોને હમો યાદ કરીએ છીએ કે જે પશુઓ આપણને માટે જીવવા ઇચ્છે છે. "

વળી એક ખરો જરતોસ્તી જાનવરોનો જીવ લેવડાવવા માંગતો નથી એટલુંજ નહી પણ તેને ખોરાક આપવાની બેદરકારી કરવા પણ માંગતો નથી. ગાથા ૩૩, ૪ માં એક, જરતોસ્તી ભણે છે કે,

'યેઃત્વત્ મજ઼દા.....યજ઼ાઇ અપા ગેઉશ્ચા વસ્ત્રાત્ અચિસ્તેમ્ મન્તુમ્.'

" ગાએ ગોસ્પંદના ઘાસચારા બાબેતી ઘણીજ બેદરકારીને અએ અહુરમજ઼દ બંદગીની મારફતે મારામાંથી હું દુર કરૂં "

તમામ જાનવરી વર્ગ તરફ કેટલો બધો પ્યાર બતાવ્યો છે તે અશો જરથુસ્ત્રએ ઇજ઼શ્ને ૭૧, ૯ માં શીખવ્યું છે.

ત્યાં ભણાય છે કે,

વીસ્પાંમ્ચ ગાંમ્ ઉપાપાંમ્ચ, ઉપસ્માંમ્ચ ફ્રપ્તરેજાતાંમ્ચ,
સ્વરચરાતાંમ્ચ, ચંગ્રંઘ્રહાચસ્ચ યજ઼મઇદે,

" પાણીમાં રહેનારાં ( માછલાં વગેરે ) જમીનપર રહેનારાં ( પક્ષી, મરઘાં, બતકા, વીગેરે ) લાંબી ફલંગ મારનારાં ( હરણ, સસલાં, વીગેરે ) તથા ખરીપર ચાલનારા ( ગાય, ભેસ, મેંઢાં, બકરાં, વગેરે ) તમામ જાનવરોને હમો પ્યાર સાથે યાદ કરયે છીએ. "

હ્યાં આપણે સહેલાઇથી વિચાર ચલાવીશુ તો એક વાર પ્યાર સાથે યાદ કરવાં, ને બીજી વાર તેમનો જીવ લેવડાવી તેમના મુડદાને ખોરાક તરીકે વાપરવાં, એ બે વાત કેમ સાથે બની શકે ?

હવે ખરો ખોરાક શું હોવો જોઇએ ? શું ખાવું ? શું પીવું ? તેનો જવાબ ઘણોજ ટુંકામાં અને આબેહુબ અશો જ.રથુસ્ત્રએ આપ્યો છે. ગાથા ૩૪, ૧૧ માં આપણુને સાફ જવાબ મળે છે કે "**ખોરદાદ** તથા **અમરદાદ** બેહુ ખોરાકને માટે છે." હવે આપણે જાણ્યે છીએ કે ખોરદાદ અમશાસ્પંદ પાણી ઉપર મવકલ રહેનાર યજ઼્દ અમશાસ્પંદોમાં મોટો હમકાર છે અને તેજ પ્રમાણે અમરદાદ અમશાસ્પંદ ઝાડપાન ઉપર દેખરેખ રાખનારો મોટો હમકાર છે. ત્યારે ગાથાનાં શિક્ષણુ પ્રમાણે પીવા માટે, ખોરદાદ અમશાસ્પંદ તરફ્થી મળતી બખશેશ એટલે કે પાણી અને ખાવા માટે અમરદાદ અમશાસ્પદ તરફથી મળતી બખશેશ એટલે કે અન્ન ફળ—અને શાક, ભાજી (તરતરકારી) જ.રતોસ્તી માટે લાયક ચીજો છે. એજ વિચારને આબેહુબ મળતું વાક્ય (જમ્યાદ યશ્ત ફ. ૯૬ માં) ઘણી સરસ રીને લખાયલુ મળી આવે છે તે આ કે,

' વનાત્ હઉર્વાઓસ્ચ અમેરેતાઓસ્ચ વ ષુધેમ્ચ તર્ષ્નેમ્ચ,

" ખોરદાદ ( જે પાણીનો ફરેસ્તો છે તે ) તરસ મારશે, અમરદાદ ( જે ઝાડપાનની દેખરેખ રાખનાર ફરેસ્તો છે તે ) ભુખને મારશે. "

આ ઉપરથી મદ્ય, માંસ પીવું ખાવુ નહી, અને વનસ્પતિનો આહાર અને જળ ( વા પાણી ) પીવું.

વ્યભિચાર, વૃથા સ્ત્રીસંગ તો છેજ નહી. જે રજસ્વળાપણું ( અર્થાત્ અટકાવ ઇંગ્રેજીમાં મંનથલી કોર્શ ) ઘણીજ પવિત્રાઇથી પાળે છે. માટે એ બાબતો નથી.

**॥ इतिश्री नानुशर्मा व्याख्यानेषु " अहिंसागीतायाम् " अन्य सर्व धर्म दिग्दर्शनम् संपूर्णम् ॥**



# अथ नानुशर्मा व्याख्याने "अहिंसागीतायां" मनोविचार दिक्‌दर्शनम् ॥



(**૧ શંકા વા પ્રશ્ન**) પૂર્વે અગસ્ત્યે માંસ ખાધુ હતુ તો આપણે ખાઇએ ?

(**૧ સમાધાન વા ઉ-ત્તર**) પૂર્વે અગસ્ત્ય મુનિએ સમૂદ્રપાન કર્યું હતું. તમે એક નાની નદિમાનુ સર્વ જળ એખજ્ઞા પિસો ?

(**૨ શંકા વા પ્રશ્ન**) ત્યારે હિંદુસ્થાન બહારના લોકો માંસ ખાય છે, તો આપણે કેમ નખાઇએ વારૂ ?

(**૨ સમાધાન વા ઉ-ત્તર**) ત્યારે તમે હિદુઃસ્થાનનો અર્થ જાણુતા નથી ? તે આ છેઃ-" હિદુસ્તાનનો અર્થ એવો કે, હિં એ-ટલે હિંસા+(દુઃ એટલે દુર+સ્થાન એટલે જગ્યાના=અર્થાત=હિંસાથી દુર જગ્યા રહેનાર મનુષ્યો છીએ માટે હિંસા ન કરવી. તો પછી માંસ કેમ ખવાય? આવું સર્વમનુષ્યોએ સમજી હિંદુઃસ્થાનમાં રહી હિંસા ન કરવીને માંસ ન ખાવું.

(**૩ શંકા વા પ્રશ્ન**) હિંસાની ના કહેનાર પાશ્ચાત્ય દેશવાસી, કોઇ કવિ અમારા વાંચ્યામાં આવતા નથી.

(**૩ સમાધાન વા ઉ-ત્તર**) પાશ્ચાત્ય દેશ " કવિ કાઉપર (COWPER) કહે છે કેઃ-જે મનુષ્ય અનિવાર્ય કારણુ વિના કીડા ઉપર પોતાનો પગ મૂકે છે. તેને મારા મિત્રોની ટીપમાં દાખલ કરવાને હુ રાજી નથી.,, આ વાકયનો આપણે વિચાર કરીએ છીએ

તો જણાય છે કે, કીડા ઉપર પગ મુકનાર મનુષ્યને પણ હું મારો મિત્ર કરૂ નહી. ત્યારે હિંસક મનુષ્યનુ તો હુ, મ્હો જોવા રાજી નથી. (સંત્સંગ તા૦ ૩૧-૯-૧૦)

(૪ **શંકાવા પ્રશ્ન**) પ્રાણીઓની હિંસાનુ સ્થાન, (કતૂલખાનું) ત્થા માંસ વેચવાનું સ્થાન (મારકેટ) એ બન્ને સ્થળો સારાં છે અને તેમાના માંસાહારથી સર્વ બળવાન બની કોઇથી હારી શકિયે ?

(**૪ સમાધન વા ઉ-તર**) યમપૂરમાં દુ:ષ્ટ પ્રાણીઓને યમના દુ-તો તે પ્રાણીઓના અપરાધ બદલ માર મારે છે. તેનાથી વધૂ દુ:ખ દાયક અને યમપૂર કરતાં મહાન ભયોનક પ્રાણીઓનું હિંસાસ્થાન વા કતૂલખાનાનો દેખાવ છે. પરંતુ ફેરફાર માત્ર એટલોજ કે, યમપૂરિમાં ગુન્હા બદલ સજાની ખુમરાણ છે. અને કતલખાનાની અંદર નિરઅપરાધી ગરિબ પ્રાણીઓને માંસાહારના સ્વાર્થ બદલ કતૂલખાનાની અદર મારવામાં આવે છે. જે ફેર મહાન કમકમાટ ભરેલો છે. તે એકે, પશુ પ્રાણીઓના અંતકાળના વા પ્રાણાંતના મહાન દયાપાત્ર, બરાંડાં, બરાંડ, કોળા હોળ શબ્દો, ત્થા શરિરનો ધ્રુજારો, કંપારો, વારંવાર પછાડાં વીગેરે સર્વ બાબતો, સર્વ માણસો સાંભળી જુવે તો તેનુ પાષાણ જેવું હૃદય હોય તો એ પીગળી જવા સંભવ છે. તો તે કતલખાનાની મુલાકાત લે, તો તે વખતનો દયાજનક દેખાવ જોઇને- કોઇ પણ માંસાહારી મનુષ્યોનું હૃદય દ્રવિભૂત થયા શિવાય ભાગ્યેજ રહેશે ? આ સર્વ નિરઅપરાધિ પ્રાણીઓનો વધ તે શું ? અને કોને માટે થાય ? આ સ્થાન સારૂ કે ? મહાન્ ભયાનક પ્રાણઘાતક દુ:ખ દેનારી જગ્યા ! કે, મહાન્ ત્રાસદાયક જગ્યા? હે, પ્રિય બાંધવો તે

સર્વનો ક્ષણ માત્ર વિચાર કરો ! અને એ સર્વ મુળ રૂપ જે માંસા-હાર છે, તેનો જડમુળથી ત્યાજ કરો.

વળી "માર્કિટ" નો દેખાવ પણ એવો છે કે, ત્યાં માંસના લોચાં, મૃતક પ્રાણીના હાડપિંજરો વીગેરે સર્વ ચીજો દુર્ગંધરૂપ વાસ મારે, માંખો બબણે (વા ભમણે) એવો દેખાવ જોઇ, સર્વ મનુષ્યને છિટ્ટ આવે, નહિ ખાનારને તો તુરત ઉલટી (ઓકારી) થયા વિના રહે નહી, અને અમંગળીક દેખાવ જોઇ ઘણું મન કચવાય છે. તો તમને કેમ નથી ? કે, નિત્યનો સહવાસ. એવું તમે સર્વ સમજી હિં-સાનું મુળ જે માંસાહાર, તે સુજ્ઞજનો તમે નિરંતર ત્યાજ કરો. અને આપ સમજો કે, સર્વ બળવાન બનીએ તેમ નથી; પણ વન-સ્પતિના આહારથી માણસ બળવાન બને છે, અને તે તમારાથી ચડે છે. એનો **દાખલો:**—અમેરીકાના કેલીફોનીયાના રહેનાર ઘણા અસાધારણ બળવાળા મલ્લોને એક ફેલ્ડ વેલ્સ નામના માણસે મુઠ્ઠી યુદ્ધમાં હાર ખવડાવિ છે. આ થવાનું કારણ તપાસતા મલ્લો માંસ આહારી હતા, અને ફેલ્ડવેલ્સ વનસ્પતિ આહારને ગ્રહણ કરનારો હતો.

કોઇ શંકા કરે કે તમે કોહો છો તેમ કોઇ ડોકટરનો અભિ-પ્રાય છે ? તો તેના ઉત્તરમાં એટલુંજ કે, પૂર્વે આપ ઓલ્ડફીલ્ડનો બ્રિટાનીસમાં આવેલો વનસ્પતિ આહાર ( Vegf & Rinisin ) નો વિષય વાંચો કે આપને ખાત્રી થશે. અને વળી બીજા ઘણા ડોકટરોનો અભિપ્રાય "વનસ્પતિ આહાર" વિષે ઘણોજ સરસ છે.

**( ૫ શંકા વા પ્રશ્નઃ )** માણસ માંરવો તે હિંસા પ્રાણીમાં હિંસા સાની ?

**( ૫ સમાધાન વા-ઉત્તર )** સર્વ પ્રાણી માત્રમાં જીવ એક સરખી રીતે રહ્યો છે. અને મનુષ્ય કોઇ મારે તો હિંસા અને બીજા પ્રાણીઓને મારવામાં હિંસા નહી કેવું, તદંગ ભુલભરેલું છે. અને સમજવું જોઇએ કે, આપણે કોઇ કંઇ ઇજા કરે ત્યારે જે દુઃખ થાય છે. તદ્રત તેઓને પણ થાય છે. એમ મનુષ્યોએ સમજવુંજ જોઇએ. આવું સ્વાર્થી મનુષ્યો ભાન લાવે તો. મિથ્યા પ્રાણીઓની હાની થતી અટકે. અને તે અટકાવવાના મુખ્ય હેતુ માંસ આહાર છે. અને ઇશ્વિર સર્વેમાં વ્યાપ્ત છે, અને જેવો આપણો જીવ તેવોજ પરાયો જીવ ( જેવો આત્મા તેવો પરમાત્મા ) પણ છે. એવું ગણુસો તો હિંસા કદિ પણ થશે નહી.

**( ૬ શંકા વા-પ્રશ્નઃ )** ઇશ્વિર સર્વ વ્યાપ્ત છે, અને એ વાત ઇશ્વર વિરૂદ્ધ છે. તો માંસાહાર, મદ્યપાન, વ્યભિચાર વખતે અટકાવ કેમ નથી કરતો ?

**( ૬ સમાધાન વા ઉત્તર )** અટકાવે છે ખરો, પરંતુ તમેજ માનતાં નથી. તે એવી રીતે કે, જ્યારે માણસે પ્રથમ કોઈ દીન માંસાહાર તથા મદ્યપાન કર્યું નહી હોય, અને તેની સંગત પણ કરી ન હોય, ત્યારે પ્રથમ માંસાહાર તથા મદ્યપાન કરતાં કમકમાટ અર્થાત્ મનમાં આનાકાની થાય છે. કરૂ, ન કરૂ, એવો વિચાર તે કરાવનાર અંતરજામિન ઇશ્વર છે. પછી પ્રવૃતિરૂપ મનુષ્ય બનવાથી અને તેને આધિન થઇ, ના કહેલી નહી માનતાં જેમ બને તેમ લો છો. અર્થાત્ એ લો છો તે તમેજ લો છો. બાકી ઇશ્વિર ના પાડે છે. ખરો.

વળી વ્યભિચાર કરતાં મનુષ્ય માત્રને ઘણો ડર લાગે છે, તે ડરાવનાર પણ સર્વવ્યાપિ ઇશ્વર પોતે છે. તેમ સ્ત્રીભોગ થયા પછી પણ વૈરાગ્ય પ્રાપ્ત થાય છે, તે કરાવનાર પણ એજ તેમજ સ્ત્રિ પ્રસુતા વખતે સ્ત્રિને પણ વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. તે ઉપજાવનાર પણ સર્વાંતરાત્મા વ્યાપ્ત પરમેશ્વરજ છે. " (એ પ્રમાણે માંસ, હિંસા, મદ્ય, મૈથુનની ના કહે છે) "

(૭ શંકાવા-પ્રશ્નઃ) મચ્છ, (માંછલાં) કુકડાં (મરઘાં) પશુ શુ ઉપયોગ શારૂ ઇશ્વરે કર્યાં છે કે, અમે હિંસા ન કરીએ ?

(૭ **સમાંધાનવા ઉત્તર**) મચ્છ (માંછલાં)ને પ્રભુએ જળમાં મળ દુર કરવાં કર્યાં છે, જેથી પાણી સ્વચ્છ રહે છે, અને તે જળ પિવાથી મનુષ્યને સ્વાદિષ્ટ, (દુરગંધ રહિત) લાગે છે; અને આરોગ્ય રહેવાય છે. તેથી માંછલાને મારવાં નહીં.

કુકડાં (મરઘાં) દુરગંધવાળી, તથા દુરગંધ ઉપજાવનારી સર્વ ચીજો ખાય છે, અને તેથી કોલેરા વીગેરે માહાન ચેપી રોગો થતાં અટકે છે. માટે તે પણ સર્વ મનુષ્યોને ઉપયોગી સમજી મારવા નહી. પશુઓની મનંનુષ્ય ઉપયોગી ગણી ચીજો બને છે ઘી, દુધ, દહીં, છાસ, જોડા, કામળ, સાળ, બનાથ. ફલાટિન વીગેરે બને છે. તે ખેતીવાડી વિગેરેનો કારભાર પણ એજ કરે છે. એ માણુસને જીવતું રહેવાથી જીવાડે છે. આવાં ઘણાં ઉપયોગી છે. તો તેનો નાશ કરવો એ મનુષ્યોને છાજતો નથી " NeturalPhilosophy " " ની ( સૃષ્ટિ શાસ્ત્રની) દ્રષ્ટી વિચારો "

(૮ **શંકાવા પ્રશ્નઃ**) મનુષ્યને પ્રભુએ માંસાહાર કરવા કર્યાં છે ? કે શું આહાર કરવા ? તે વિચારો.

**( ૮ સમાધાન-વા ઉ-તર )** વિશ્વંભર વિશ્વાત્મા, જગદિશ્વર જેમને જગત રચ્યું છે. તેમને સ્વેદજ, અંડજ પિંડજ એવા ત્રણ જાતના પ્રાણી બનાવ્યા છે. પેહેલો ૧ વર્ગ સ્વેદજ–પસિનાથી ઉત્પન્ન થતા જીવો, જુ, માકડ આદિ બીજો (૨) વર્ગ–અંડજ–ઇંડા પ્રશવિ ઉત્પન્ન થતા જીવો. પક્ષિ વિગેરે જેને કાન હોતા નથી, તેની ઈંડાંથી ઉત્પત્તિ જાણવી.

ત્રીજો (૩) વર્ગ–પિંડજ (એને જરાયુજ પણ કહે છે) જેને ધવડાવવાને થાન માતાને હોય છે. અને તેને બચ્ચાં અવતરે છે. એટલે દેહ ધારણ કરી પછી અવતરે એવાં જીવો છે, તેમાં માણસ તથા–પશુ એવાં બે વર્ગો છે.

હવે પેહેલાના કહેલાં બે વર્ગો, સ્વેદજ અને અંડજ "(સ્વેદજ એટલે જુ, માકડ, મચ્છરાદિ પસિનાથી ઉત્પન્ન થનાર તથા અંડજ એટલે ઇંડામાંથી થનાર પક્ષિ આદિ )" જોડે માણસની સરખામણી થતી નથી. કારણ કે એમાં વર્ગભેદ છે. એટલે એ જાતિમાં માણસની ઉત્પત્તિ નથી. માટે એ બે વર્ગોની આ વિષયમાં તુલના ( બરોબરી ) કરવાની નથી, તેથી તેની જરૂર નથી.

હવે બાકી રહેલો જે પિંડજ વર્ગ તેમાં ગાય, ભેંશ, બળદ, પાડા, ઘોડાં, ગધેડાં, હાથી, વાંદર વિગેરે પ્રાણીઓ તૃણ ધાન્ય ભક્ષક હોઈ માંસ ખાતાં નથી. તેજ વર્ગોમાં ( પિંડજ ) માણસ પણ છે, તો તેમણે એટલે મનુષ્યોએ પણ પોતાનું ગુજરાન વનસ્પતિ તથા ધાન્ય ઉપરજ કરવું. પરંતુ માંસ ખાવાનો અધિકાર જણાતો નથી.

કોઈ શંકા કરે કે, પિંડજ વર્ગમાં સિંહ, વાઘ. શિયાળ કુતરા બિલાડાં ઇત્યાદિ પ્રાણીઓ કેમ ન ગણ્યાં ? ઓહો ? આશું તમારો

વિચાર ? આથી તો માણુસ પણુ માંસ આહારિ હોઇ શકે. અને વળી કોઇ એમ પણ કહે, અમે ગધેડાં, ગધેડી વર્ગમાં રહેવા લાયક નથી. હમે માણસ ? માટે માંસ આહારી વર્ગમાંજ રહેશું.

આ બે બાબતોનો વિચાર કરવા સારૂ એક તરફ માંસ આહારી પ્રાણી સિંહ, વાઘ, બિલાડા, વિગેરે અને બીજી બાજુ ગાય, બળદ વિગેરે વનસ્પતિ આહારી પ્રાણીઓ, ના મધ્ય વિચારમાં મનુષ્યોને રાખી વિચારી તપાસ કરી ન્યાય કહું છું કે, **દાખલો**:—કોઇ એક ખેતરની કીમતની તકરાર ઉભી થાય તો ન્યાયાધિશ તેની પાડોશ વાળા ખેતરોની જાત અને દર વગેરે જોઇને નિકાલ કરે છે. તદ્રત મોં સામુ જોતા, મોઢામાં બે જાતની ક્રીયા થાય છે, એક ખાવાની અને બીજી પિવાની. હવે ખાવાની બાબતની તકરારમાં પિવાની શાક્ષિ શુ છે. તો માંસ આહારી પ્રાણીઓ જીભે ચાટીને પાણી પિએ છે. ગાય આદિ પ્રાણીઓ હોઠ બીડી પાણી પિયે છે. અને માણુસ પણુ હોઠ બીડીને પાણી પિયે છે. એ ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે કે, માણુસો માંસઆહારી નથીજ. કોઇ માણુસ માંસઆહાર સારૂ એમ કહે હમે પણ જીભે ચાટી ચાટીને પાણી પિશું, તો તે વાત અશક્ય અને સૃષ્ટિ ક્રમ (વા નિયમ) વિરૂધ્ધ છે ? ? ?

પ્રમાણુ બીજુ જોતા મ્હોમાં દાંત તથા નખ બન્નેની તપાસ કરતાં માંસઆહારી સિંહ વાઘના દાંત ચિંધ્ધા અણિદાર છે. તે પણુ માણુસથી ભિન્ન તપાસ કરતાં માલમ પડે છે, અને ગાયને વાંદર વિગેરેના દાંત નખની આકૃતિ મનુષ્યને મળતી આવે છે; તેમજ વાંદરા મનુષ્યોને ઘણા મળતા પ્રાણી છે. અને તે પણુ પિંડજ વર્ગનુ પ્રાણી છે, વળી વિદ્વાન ડાર્વિ-

નની કલ્પના, એવી છે કે, મનુષ્ય વાંદરાની મુળ જાતિમાંહીતિથી સુધરતા માણુસ બન્યો છે. કોઇને શંકા થાય વાંદરાંને પૂછડું, છે. મનુષ્યને પૂછડાનું નિશાન પણ નથી ? તેનો પ્રત્યુત્તર એકે ડોકટરને પૂછવાથી ખાત્રી થશે કે, પૂછડીનું હાડકુ માણુસ શરીરમાં પણ તે જગો પર છે ખરૂં પરંતુ પૂછડી વિનાના વાનરો (ઉડાનઉટાંક નામના) પણ થાય છે. તદ્દત માણુસનું શરીર છે.

હવે વાનરો પોતાની ઝંગલી સ્થિતિમાં જ્યારે તે માંસ ખાતું નથી. તો માંસ કેમ ખવાય ?

કોઇ દાંતની બાબતમાં એમ શંકા કરે કે, અમને પણ બે દાંત અણિદાર માંસાહારી પ્રાણી જેવાં છે, તો દાખલો કેઃ-કોઇ દુકાનપર મેવા સર્વ જાતના વેચતો હોય, અને ત્યાં બધી ટોપલી, ટોપલા મેવાના મુકયાં હોય. અને તેની પાસે દુકાન પર બેઠેલા માણુસોના ત્યાં ખાસડાઓ પણ પડયાં હોય, તો તમે તેને મેવાની દુકાન કહેશો? કે ખાસડાની તો સર્વને કેવુજ પડશે કે મેવાનિજ તે પ્રમાણે (૩૦) દાંત નહીને બે દાંત જે છે. તે તમને માંસ ખાવાને નથી. આપ્યા; સખ્ત પદાર્થ બદામ પિસ્તા વિગેરે ખાવાને સારૂ પ્રભુએ તમને આપ્યાં છે, તે માંસ ખાવાને નથી.

૩ પ્રમાણ ત્રીજુ માસ આહારી પ્રાણીઓની આંખો અને માણુસની આંખમાં ભિન્ન માલમ પડે છે. માંસાહારી પ્રાણીઓને (સિંહ. વાઘ. વિગેરે) રાત્રે દેખાય એવી હોય છે, અને દિવસે જેમ જેમ દીન ચડે છે, તેમ, તેમ તેમાં ઓછા પણુ થાય છે; અને બપોરે ઘણુંજ મંદ પણું રહે છે મધ્યાન (બપોર) પછી ધિરે ધિરે વધતાં વધતાં સાયંકાળે અસલ સ્થિતિમાં થાય છે. તદ્દન માણુસને ચતું નથી; માટે માણુસને માંસ ખાવું નહી.

અને ગાય, વાંદરાં વિગેરે પ્રાણીઓને રાત્રીએ દેખાતુ કમ થાય અને દહાડે સારૂ સુજ પડે છે; તેજ પ્રમાણે માણસને પણ છે. માટે મનુષ્યોએ ધાન્યાદિના સારા સારા પદાર્થો મેવા મિઠાઇ વિગેરે ધાન્યાદિ વનસ્પતિ આહાર નિરંતર ખાવા જોઇએ.

૪ પ્રમાણ ચોથુ—માણસ અને ગાય આદિ પશુઓને શ્રમ કરવાથી બફારો (પસિનો) છુટે છે. માંસાહારીઓને તેમ થતુ નથી; અને જ્યારે તબિયત બગડે છે, ત્યારે ગાય આદિ તથા માણસને પસિનો છુટતો નથી, અને માંસ આહારી પ્રાણીઓને તબિયત બગડવાથી પસિનો છુટે છે. તે સર્વ પ્રમાણો તપાસતાં સર્વથા વાત સિદ્ધ થાય છે, માણસને પરમેશ્વરે માંસ ખાવા સર્જ્યાં નથી. જો માંસ ન ખાવો તો દારૂ કેમ પિવાય ? અને પશુઓ પણ ઋતુ પ્રાપ્ત થયા સિવાય, અન્ય વખતે ભોગ કરતાં નથી. અને તેઓ પણ એકજ વાર કરે છે. તો મનુષ્યોને સમજવાર છે છતાં વૃથા સંગ તથા વ્યભિચાર કરવો એ શોભતો નથી,

(**૯ શંકા–વા પ્રશ્ન:**) દેવને ભોગ આપી મસ્તક અર્પણ કરતાં હોય તો શું કરવું ? માંસ ચડાવના હોય તો શું ? દારૂ ચડાવતા હોય તો શું ? ભોગ વિગેરેમાં તથા નૈવેદ વિગેરે ન કરીએ તો ચાલે નહી; માટે માંસ, મદ્ય, હિંસા રહિત અને શાસ્ત્ર તથા રૂઢી પ્રમાણે કહો ?

(**૯ સમાધાન–વા ઉત્તર**) ભોગ તથા મસ્તક જગોપર નાળિએર ચડાવવું. (શંકા પડે તો નાળિએર ચોટલી (છોડા) કાઢી જોવું તો મસ્તકનો આકાર દેખાશે. તથા મુખ, નાક, આંખ, જેવું જણાશે), અને માતા વિગેરે કેટલાંક દેવોના સનમૂખ નાળિએર

વધેરવાનો રિવાજ પણ છે. અને કોપરૂ દેવને નૈવેદમાં મુકવું. એટલે હિંસા થશે નહી, અને દેવો પણ પ્રસન્ન થશે.

માંસ જગોપર વડા અડદના કરીને ઘી તળીને મુકવા, અગર **"घ्रतमांसान्न"** અડદ ઘી મુકવા. અને પશુ હિંસાની જગોપર **"कुष्मांडवध"** ભુરૂ કોહોળુ કાપીને ચડાવવું, વા હોમવું જેનો વિધિ ચંડીપાઠ તથા અગ્નિ હોત્રાદિ કર્મ પદ્ધતિઓમાં તદ્દન કરવું, અને તે પ્રમાણે કરવાનો રિવાજ પણ છે, અને વિદ્વાન બ્રાહ્મણો કરે છે. અને તેથી દેવ પ્રસન્ન થાય છે.

મધ જગોપર દઈ ગોળ ઘણા બ્રાહ્મણો વેદ વે-તાઓનો મુકવાનો વહીવટ છે. તદ્દત પદાર્થો હોમ, પુજા, નૈવેદમાં લે છે. અને એ સર્વ હિંસા, માંસ, મધ, (મદિરા) રહિત છે. અને તે સાસ્ત્ર

તથા રૂઢીઓ પ્રમાણે છે. વળી વેદ શ્રુતિ પ્રમાણ **"पशु पायसंत्रा"** માંસ, મજ્જાની, રૂધિર વિગેરે જગોપર, દઈ, દુધ, ઘી લેવું; એવું, પશુ હિંસાની જગોપર સમજવું.

**(૧૦ શંકાવા પ્રશ્નઃ) जीवाणाम् जिवाहार जिवा जिवस्य जीवनम् ॥ १ ॥ અર્થ**—જીવનો આહાર જીવ છે, અને જીવો જીવનું જીવન છે. તો ના શાની કોહો છો ?

**(૧૦ સમાધાન વા-ઉ-તર)** તમારૂં સમજવું, તથા અર્થ ખોટાં છે. કારણ કે એનો અર્થ જીવોનો આહાર પાણી છે, અને પાણી જીવનું જીવન છે,

**(૧૧ શંકાવા પ્રશ્નઃ)** દારૂ પિવો તેમાં શાની ના છે ?

(૧૧ સમાધાન વા ઉત્તર)

"स्पृष्ट्वा दत्वा च मदिरां विधिवत्प्रतिगृह्य च०

इति० मनु० अ० ११ श्लो० १४८

અર્થ—મદિરાને કોઇ અડકે, આપે, લે, અને ગંધ લે તેને પ્રાયશ્ચિત કરવું પડે છે, એમ કહ્યું છે. માટે અડવામાં ગંધ લેવામાં પાપ છે, તો પછી પિવાય કેમજ ? ( પિવાય નહી.)

(૧૨ શંકાવા પ્રશ્નઃ) કોઇની ઓલાદમાં મદ્ય, માંસ વાપરતા નહી હોય અને તે સોબતોથી લે, તો શુ થાય ?

(૧૨ સમાધાન વા-ઉત્તર) તે માણુસનું બધું શરિર તેના માતા પિતાથી, વનસ્પતિ આહારનું બનેલુ છે. માટે તે જો લે, તો, તેને સદે નહી. અને પેહેલું ન માલમ પડે, પરંતુ તેની જડ બાજી મહાન વ્યાધિથી પિડાય છે, નાના વિધ પ્રકારના રોગો થાય છે, અને વખતે તેમાં તેનુ મૃત્યુ પણુ થાય છે.

(૧૩ શંકાવા પ્રશ્ન) નિત્ય માંસ મદ્ય ખાતો પીતો હોય, તે નલે તો શુ થાય ?

(૧૩ સમાધાન વા ઉત્તર) ના કશી હરકત નડતી નથી, ઉલટો માંદો હોય તો તે સાજો થાય, દૃઢ બને અને નિરોગી શરીર વાળો થાય, તેમ હાલ પાશ્ચાત્ દેશવાશીઓ માંથી તજી દીધેલો ઘણા આનંદમાં સર્વ લોકો છે. અને તેઓ પણુ કેટલાંક લેવાની ના પાડે છે, એવો એક દાખલોઃ-પ્રસિદ્ધ વિદ્વાન એલ્મન એલ્સ વર્થ કે જેઓ અમેરિકાના વતની છે તેમણે પોતાની માંસ ખાવાની ટેવ કેટલોક વખત થયાં છોડી દીધી છે તેને કોઇ એક પુરૂષથી પુછવામાં આવ્યુ કે, તમે કેમ માંસ ખાવાની ટેવ છોડી દીધી છે ?

તેણે કહ્યું, તમે લંડનના ડોકટર હેગરના લખાણો વાંચો, ડોકટરે કેલોગ, સ્ટેટશન, બ્રુક, કાર્કના લેખો વાંચો અને યેવના ચીટનડન અને ફ્રેરના આહાર સંબંધી પુસ્તકો વાંચો પછી મને પ્રશ્ન પૂછો.

મારૂ શરિર પૂર્વે છેકજ અશક્ત થઈ ગયું હતુ, અને મારો અંતકાળ થોડા વખતમાં આવસે એમ મેં ધાર્યું હતું, પણ જ્યારે મેં માંસાહારનો ત્યાગ કરી વનસ્પતિ આહાર કુદરતી નિયમોને અનુકુળ રહી ગ્રહણ કર્યો ત્યારે મારી આરોગ્ય સ્થિતિમા ઘણો અલૌકિક ફેરફાર થયો. અને તેને જે જે મિત્રોએ પૂછ્યું તેને ઉત્તર આપ્યો કે. આ સર્વ વનસ્પતિ આહારનું આ પરિણામ છે. અને તે પ્રતાપથી તેણે માંસ આહારના કસમ ખાધા. *

અને મોટા લડવૈયા રોમન સિપાઇઓએ સેકેલા ઘઉ ખાઇને આખી દુનિયા જીતી હતી. તેમજ ગ્રીશ દેશના તત્વજ્ઞાની અને કવિ વનસ્પતિ આહાર કરનારા છે, અને મદિરાપૈસા ખર્ચિ ગાંડ પણ વહોરવાની ચીજ સમજી સર્વ મનુષ્યોએ, માંસ, મદ્ય વાપરવું નહિ.

**(૧૪ શંકા વા પ્રશ્ન)** અહિંસાથી ફળ શું ? આ પુસ્તક વાંચવાનું, આ વાત કેહેવાનું તથા આ પુસ્તક આપવાનું ફળ શું ?

**(૧૪ સમાધાન વા ઉત્તર)**

**" अहिंसा प्रतिष्ठायां तत्सन्निधौ वैर त्यागः ॥**

**यो. द. सा. पा. सूत्र. ३५.**

**અર્થ**—અહિંસા ધર્મનુ બરોબર પાળણ કરવાથી તે મનુષ્ય સાનિધ્ય પ્રાણીમાત્ર નિરવૈર થઇ જાય છે અર્થાત આપણે બરોબર અહિંસા ધર્મ પાળ્યો હોય તો, તેના સાનિધ્ય (પાસે) વૈર કરનારા પ્રાણીઓ પરસ્પર મળે તો વૈર ન કરતાં પ્રિતિથી વર્તે છે, એવું ફળ અહિંસા ધર્મ પાળનારને "(યોગ સૂત્રમાં લખ્યું છે, તે)" થાય છે.

આ વાંચવાનુ ફળ હિંસાદિ પાપ કરતાં અટકાય છે; અને અહિંસા વ્રત પાળવાની હરકતો સર્વ દુર થાય છે. એ વાંચવાનું તથા સાંભળવાનું. ફળ છે, તથા કેહેવાથી, અગર આ પુસ્તક

---

* સતુસંગ તા૦–૩૧–૧–૧૦ માં છે.

મફત આપવાથી, તેમાનુ તે સર્વ રહસ્ય પૂર્વ સંસ્કારી હોવાથી સમજી અને એક પણ જીવ મરતો અટકે, તો જીવતદાન આપ્યા બરોબર પુન્ય થાય છે, વળી આ પુસ્તક દાનમાં પાત્ર કુપાત્રની જરૂર નથી. અર્થાત્ આ પુસ્તક કુપાત્રને આપે તો હરકત નથી, તે સર્વ હેતુ સજ્જન જ્ઞાતા, વિદ્વાનો, આપજ સમજો, "(મારો, સ્વાર્થ,નો સમજતાં હો ? )

વિદ્યાદાન, પુસ્તકદાન, સદ્બોધ દાનનું માહાન ફળ છે.

(૧૫ શંકા વા પ્રશ્ન:) માંસઆહાર, મદ્યપાન, વ્યભિચાર, વૃથાસ્ત્રિ સંગનું શું ફળ ?

(૧૫ સમાધાન વા–ઉ-તર) માંસાહાર ન કરવાથી, હિંસા ઘટે છે, તેનુ ફળ ઉપર મુજબ છે વળી એ ભારિ છે, તેથી પચવો કઠીણ છે; માટે વનસ્પતિ ખોરાક હલકો લેવાથી, શરિર સદૃઢ થાય, આયુર્દા વધે ઇત્યાદિ અનંત ફળો છે. મદ્યપાન ન કરવાથી–પૈસા બચે, આબરૂ વધે, પૈસા ખર્ચિ ગાંડપણ વોહોરાય નહી, ઇત્યાદિ ઘણા ફળો થાય છે.

વ્યભિચાર નહી કરવાથી–નાના વિધ રોગો, વિર્યરહિત ધ્વજભંગ નપુશકત્વ ટાંકી, પ્રમેહ, દુષ્ટ વ્યસનો, નિંદા ઇત્યાદિની પિડાઓ ન થાય, ધન બચે અને વિર્ય બચવાથી સદૃઢ થવાય છે.

વૃથા સંગથી (સ્ત્રિને તથા પુરૂષને) ઉપલા રોગ પણ થાય છે, નિર્બળ નિર્માલ્ય, અલ્પાયુષિ તેઓ થાય છે; અને તેની પ્રજા પણ તેવિજ થાય છે. વા વિર્યનાશથી વૃંધ્યાપણું થાય છે. અને વૃથા સંગ ન કરવાથી કાંન્તિ, બળ, વિર્ય વધે છે, અને તેથી સદૃઢપણું પ્રાપ્ત થઇ મહાન સુખો અપાર પ્રાપ્ત થાય છે. તેમ પ્રજા પણ બળિષ્ટ થાય છે.

આવું સમજી માણસ માત્રે હિંસા, માંસાહાર,

વ્યભિચાર, વૃથા સંગ (સ્ત્રી અને પુરૂષે) ત્યાગ કરવાથી આ દુનિયામાં સુખ ભોગવિ અંતે સ્વર્ગે સિધાવે છે. "इत्यलम्" "ઇતિ સંપૂર્ણ"

## "કાર્યાંતે-ઇશ્વર પ્રાર્થના."

**॥ अनुष्टुप् वृतम् ॥ श्लोकः ॥**

**॥ धाता कर्त्ता नमामीश ॥ नानुशर्माऽणुकिंकरः ॥**
**॥ आहसा परमो धम ॥ व्याख्यानं क्रियतेऽलम् ॥**

**અર્થ**—સર્વ ભૂમંડળાદિને ધારણ કરનાર, સર્વનો સર્જનાર એવા જે પરમેશ્વર તેનો હું અણુકિંકર (વા દાસાનુદાસ) નાનુશર્માં નમસ્કાર કરૂં છું. અને શ્રેષ્ટ ધર્મનું વ્યાખ્યાન (પુર્વે પણ આમજ શ્લોક સમજવો) પૂર્ણ કરૂં છું.

**॥ ॐ कार परमं ब्रह्म, ॐ कार परमं जपः ॥**
**॥ ॐ कार च क्षरातित, ॐ कारायनमोनमः ॥१॥**

**અર્થ**—(ૐ) પરમ બ્રહ્મ (ૐ) પરમ જપ અને (ૐ શબ્દ "क्षरातित्" ક્ષરાતિત એટલે જન્મ મર્ણ, રહિત છે," માટે નાનુશર્માં કહે છે કે," (ૐ) શબ્દરૂપ ઓમ્ ઇશ્વરને હું નમસ્કાર કરૂં છું.

**इति श्री या० नानुशर्मा व्याख्या० अ० ध० गी० सं० स० वै० ॥ ३२ ॥ अन्य० ध० ॥ ६ ॥ मनोविचारस्या ॥ १५ ॥ एवं सर्वत्र ॥ ५३ ॥**

### દોહરો.

વિધિ ભૂલાવે સર્વને, એમાં શું અન્યાય,
હંસ તુલ્ય બની વાંચશો, સુજન આ ગ્રંથ મ્હાય ॥ ૧ ॥

